# ઉપદેશ.

કૃષ્ણારામ મહારાજની બનાવેલી રામાયણ અને
રંગભાન ભકતના બનાવેલાં પદ તથા નરસિંહ
મેહેતાની હુંડી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા — અમદાવાદ.

આવૃત્તિ ૫ મી પ્રત ૩૦૦૦

ભક્તિ જ્ઞાન વૈરાગ્ય સઉ, જેમાં હેય વિશેશ:
નર નારી સઉ વાંચજો, પુરણ જ્ઞાન ઉપદેશ.

અમદાવાદ.

ધી રાજનગર ટાઇપફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ જેશંગભાઇ મુળજીએ છાપ્યાં.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

# ॥ સાર.

## રામ.

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ

રામ રામ

રામ

રામ

રામ રામ

રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ

રામ રામ

રામ

શ્રી ૧

# જ્ઞાન ૭.

## સ્તુતી.

ઓ પ્રભુ ભવસાગરસે તારો, કાળ મૃત્યુ ભય શોક નીવારો:
તુમ વીના મેરે ઓર નહી કોઇ, સુખસાગર પ્રભુ તુમહો સોઇ.

### મંગળાચરણ.

રામ ગાવ રામ ધ્યાવા, રામજી વિશ્રામવિસામા રામજી વીશ્રાવી-
સામા, હરીએરામ રામા રામા, રામા રામારઘુભાઇ રામ રામા. ૧
ભાઇ મંગલાચેજે મંગળ રામજાચે ગુણગાના વાચે ગુણ ગાયન.
હરીએ રામ રામા રામા, રામરાયા રઘુભાઇ રાયા રઘુભાઇ. ૨
કલ્યાણચેજે કલ્યાણ, રામ કઉશલ્યાચે બાળ કઉશલ્યાચે બાળ,
હરીએ રામ રામા રામા રામા રાય રઘુભાઇ રાયા રઘુભાઇ. ૩
હો અક્ષરાચે સાર, દામ સત્વગાચે આધાર, સત્વગાચે આધાર,
હરીએ રામ રામા રામા, રામા રાયા રઘુભાઇ, રાયા રઘુભાઇ. ૪
રામ કઉશલ્યાચે દાની રામદાસા અભીમાની, દાસા અભીમાની,
હરીએ રામ રામા રામા, રામા રાયા રઘુભાઇ રાયા રઘુભાઇ. ૫

### સુરદાસજીનાં બનાવેલાં પદ.

#### પદ ૧ લું.

રાધે કહો મેરે પ્યારે, ભજો મેરે પ્યારે, જપો મેરે પ્યારે.
ભજો ગોવીંદ ગોપાળ, રાધે કૃષ્ણ કહો મેરે પ્યારે. ૧ કૃષ્ણજીકી
લાલ લાલ અખીઆં હો લાલ લાલ અખીઆં, જેસી ખીલીરે
ગુલાબ રાધેકૃષ્ણ. ૨ શીરપર મુગટ બીરાજે, હો મુગટ બી-
રાજે બંશી શોભેરે રસાળ, રાધેકૃષ્ણ. ૩ પીતાંબર પટકુળવાળી
હો પટકુળવાળી, કંઠે મોતનકી માળ, રાધેકૃષ્ણ. ૪ શુભકાને
કુંડળ ઝળકે, હો કુંડળ ઝળકે, તીલક શોભેરે લેલાટ. રાધેકૃષ્ણ
સુરદાસ ચરણ બલીહારી, હો ચરણ બલીહારી, મેતો જનમ
જનમ તેરો દાસ, રાધેકૃષ્ણ કહો મેરે પ્યારે. ૬

#### પદ ૨ જું.

મીલને સુદામાજી આએ, સુદામાજી આએ, જાકો કહીઓ સમા-
ચાર, મીલને સુદામાજી આએ. ૧ ફાટે તુટે કપડે અમારે, હે
કપડે અમારે મેતો જનમ તેરો દાસ. દાસ મીલને ૨ મુરલી [illegible]

તાંદુળ લાગે હો તાંદુળ લાગે, લાગે અગમ સ્વરૂપ. મીલને. ૩
હસી બોલ્યાં રાણી રૂક્ષમાણી, હો રાણી રૂક્ષમાણી કોણ લગે
તમારો ભ્રાત. મીલને ૪ બાલપણકે મીત્ર અમારે હો મીત્ર અ-
મારે. ભણતા એક નીશાળ, મીલને. ૫ સુરદાસ ચરણ બલીહારી,
હો ચરણ બલીહારી, મેં તો જનમ જનમ તેરો દાસ. મીલને. ૬

પદ ૩ જું.

હરીજનકુ હરીનામ, બડો ધન હરીજનકુ હરી નામ.
બીન રખવાલે ચોર નહી ચોરત સુવતહે સુખધામ; બડો ધન૦
દીન દીન હોવે સ્વાદી દોહડી, ગટત નહી કછુ દામ. બડો ધન૦
સુરદાસ પ્રભુ શેના જાકી પારસશું કહા કામ. બડો ધન૦

પદ ૪ થું.

કાયકુ દેહ ધરી, ભજન વીના કાયકુ દેહ ધરી,
ગર્ભવાસમાં ભક્તિ કબુલી, બહાર કઢાડયો શ્રીહરી. ભજન૦ ૧
કોલ દેકર બાહાર નીકળ્યો, પીછે બુદ્ધી ફરી, ભજન૦ ૨
સુરદાસ ભગવંત ભજન વીના જનુની તેરી ભારે મરી. ભજન. ૩

પદ ૫ મું.

કેતે ગયે જખમાર, ભજન વીના કેતે ગયે જખમાર;
પ્રભાતે ઉઠી નાવત ધોવત, પાલતહે આચાર. ભજન૦ ૧
દયા ધર્મકો નામ ન જાણ્યો, એસો પ્રેત ચંડાળ. ભજન૦ ૨
આપ ડુબે ઓરનકુ ડુબાવે, ચલે લોભકી લાર. ભજન૦ ૩
ગાળા છાપા તીલક બનાયા, ઠગ ખાયે સંસાર ભજન૦ ૪
સુરદાસ ભગવંત ભજન વીના, પડે નર્ક કે દ્વાર. ભજન૦ ૫

પદ ૬ ઠું.

કયુંરે નિંદભર સોયા, મુસાફર કયુંરે નિંદભર સોયા;
મુનસાદેકી દેવતાકુ દુર્લભ, જન્મ અકારત ખોયા. મુસાફર૦ ૧
ધન દારા જોબન સુત તેરા, વામે મન તેરા મોહ્યા. મુસાફર૦ ૨
સુરદાસ પ્રભુ ચલેહી પંથકુ, પીછે નેનુભર રોયા. મુસાફર૦ ૩

પદ ૭ મું.

જોતું કૃષ્ણનામ ચીત ધરતો, શ્રી કૃષ્ણનામ ચીત ધરતો;
જમકે ત્રાસ સબે મીટ જાતો, ભકત નામ તેરે પડતો. જોતું. ૧
આગલો જનમ તેરો પીછલો જનમ તેરો;
આગકો જનમકી સુધરતો. જોતું શ્રી૦

સુરદાસ કહે વૈકુંઠમાં જાતાં ફીર ન કોઇ પકડતો. જેનું શ્રી૦ ૩

## પદ ૮ મું.

દ્રઢહીન ચરણુન કેરો, ભરંસો દ્રઢહીન ચરણુન કેરો;
શ્રી વલ્લભ નખ ચંદ્રછટા બીન, સબ જુગમેં અંધેરો. ભરૂ૦ ૧
સાધન ઔર નહીં આ કલીમે હરી નામસેં હોત નીવેડો;
સુરદાસ કહે હો દીન આંધળો, વીના મુલકો ચેરો. ભરૂ૦ ૨

## પદ ૯ મું.

કોઇ મેરે કામ ન આયો, હરી વીના કોઇ મેરે કામ ન આયો.
આ જુઠી માયા કે લીને, રતનજેસો જનમ ગુમાયો. શ્રીહરી૦૧
કંચન કલસ ચીતર વીચીતર, રચી રચી ભોવન બનાયો;
તામે તતક્ષણુ ચડી કાઢ્યો, રચી રચી ભોવન બનાયો. શ્રીહરી૦૨
ઘર તરીયા કહે મેં સંગ ચલુંગી, ધુત ધુત ધન ખાયો.
અંતરમે છુપી ભીતર, ડગ એક ન પોચાયો. શ્રી હરી૦ ૩
સો સુકૃત કર એક એક સુત જાયો, બોતહી લાડ લડાયો.
કાઢ લીયો કટીસે ધાગો અગનસુ બદન જલાયો. શ્રી હરી૦ ૪
અધમ ઓધ્ધારણુ ગુણકા તારણુ, સેહ મભુ કયું તે વીસારયો.
ના લીયો નામ રહ્યા મન ધોકા, સુરદાસ પસતાયો. શ્રી હરી૦ ૫

## પદ ૧૦ મું.

કેવું તે વહાશે વહાણું, ઘેલા પ્રાણી કેવું તે વહાશે વહાણું.
લાડીને લાવું પુત્ર પરણાવું, કાલની વાત ન જાણું. ઘેલા૦ ૧
બળીરાજા કહે લઉં ઇંદ્રાસન. જગન કીધા નવાણું. ઘેલા૦ ૨
જગદાતા જુગદીશ ન ઓળખ્યા. ક્ષણું એક ન રહેવાણું. ઘેલા૦ ૩
કાયા જુઠી ને માયારે જુઠી, જુઠું તે ઘર કેરૂં નાણું. ઘેલા૦ ૪
સુરદાસ કહે તમે હરીને ભજીલ્યો, ઓચીંતું આવશે આણું. ઘે.૫

## પદ ૧૧ મું.

કાલનો શોરે ઉધારો, પ્રાણી કાલનો શોરે ઉધારો. ઘેલા૦ ૧
આપી ઉધારે ને વળતી વીચારે, એવા વહેતા મનને વારે. ઘેલા૦ ૨
સો કહેવા તેલો સુભટ કહેવાયા, તેનો સાથે સંઘરો. ઘેલા૦ ૩
સુરદાસ કહે તમે હરીને ભજીલ્યો, નહી આવે આવો વારો. ઘેલા૦ ૪

## પદ ૧૨ મું.

એસે સંતનકી સેવા, કર મન એસે સંતનકી સેવા,
સીલ સંતોષ સદા ઉર જીનકે, નામ રામકો લેવા. કર૦ ૧
આન ભરોસો હરદે નહિં જીનકે, ભજન નીરંજન દેવા. કર૦ ૨

જીવત મુક્ત ફરે જગમાંહી, જઉં નારદ મુની દેવા. કર૦ ૩
જીનકે ચરણ કમલકું ઇચ્છત, પ્રાગ જમુનનાં રેવા. કર૦ ૪
સુરદાસ કર ઉનકી સંકેત, મીલે નીરંજન દેવા. કર૦ ૫

## પદ ૧૩ સું.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો, એહી અચરત મોહે આયો;
ગજ્જ ઓર ગ્રાહ લડત જળ ભીતર લડત લડત ગજ હારયો,
જરા પુર સુંઢ રહી જલ ઉપર, તબ હરી નામ પોકારયો. નાથ૦ ૧
રાવરીકે ઓર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુરજોધનકો મેવો ત્યાગી ગયે, ભાજી વીદુર ઘેર પાયો. નાથ૦ ૨
પેઠ પાતાળ કાળીનાગ નાથ્યો, ફેણુપર નરત કરાયો;
ગીરી ગોવરધન કર પર ધારયો નદઘેર લાલ કહેવાયો. નાથ૦ ૩
અગાસુર માર્યો, બગાસુર માર્યો, દાવાનળ પાન કરાયો;
ગ્થંભ ફોડી હીરાકશ માર્યો, નરસંગ નામ ધરાયો. નાથ૦ ૪
ગાજમેલ ગજ ગુણકા તારી, ધ્રૂપતીકો ચીર બતાયો;
પયપાન કરતા પુતના મારી, કુબજાકો રૂપ બનાયો. નાથ૦ ૫
ખોલ કોટડી પાદલ ગરૂડકુ નીર સંતાયો;
છુટે નહી રાધાજીકો કંગન, એ બલ કોહાંરે છુપાયો. નાથ૦ ૬
જગી જનકો ધ્યાન ધરતહે, ધ્યાન ધરત નહી આયો,
સુરદાસ પ્રભુ તીહાંરે મીલન, જસોદાકી ધેન ચરાયો. નાથ૦ ૭

## પદ ૧૪ સું.

કોણ ગતિ બ્રજનાથ અબ મેરી કોન ગતિ બ્રજનાથ;
ભજન વિમુખ અરૂ સ્મરણ નહી, ફીરત વીશયા સાથ. અબ૦
હું પતિત અપરાધી પુરણ આચરૂં કર્મ બીકાર. અબ૦
કામ ક્રોધ અરૂ લોભચીત વશ નાથ તુમહી બીસાર. અબ૦
અબ ચરણ શરણ લપટાણો રાખી લો મહારાજ અબ૦
સુરદાસ પ્રભુ પતીત પાવન, સરણકો બીરદાસ ભારે. અબ૦

## પદ ૧૫ સું.

રાખો તેસે રહું, જેસે હરી રાખો તેસે રહું;
કોઇ દીન ભોજન દોરે કૃપા કરી કોઇ દીન ભુખ સહુ જેસે ૨
કોઇ દીન ચડત તોરંગ રાજભારી, કોઇ દીન ભાર બહુ જેસે
કમલ નયન ઘનશ્યામ મનોહર, અનુચર ભયો મેરહુ. જેસે. ૩
સુરદાસ પ્રભુ ભકત કૃપાનીધી તમારે ચરણ સહુ. જેસે. ૪

## પદ ૧૬ સું.

સુંદર ભેખ બન્યો ગોવાળ, સુંદર ગાવું સખા સંગ; સું.

સુંદર ભેખ બન્યો નંદલાલા. ટેક.

સુંદર પંથ સુંદર હરી આવની, સુંદર મોરલી શબ્દ રસાળા. ૧

સુંદર લોક સકળ બ્રીજ સુંદર સુંદર વદી જશોદા કે લાલા. ૨

સુંદર ભોજન બચન ગતી સુંદર, સુંદર હળધર કૃષ્ણ કૃપાળા. ૩

સુંદર ગોપી ચીતવન સુંદર, ગુન ગાવત કે રહી બીચારા. ૪

સુરદાસ પ્રભુ સબ બાધ સુંદર સુંદર શાગશું ભેગ આવતારા. ૫

## પદ ૧૭ મું.

એર એર નહી આવે અવસર, એર એર નહી આવે.

જો જાણું તો કરલે ભલાઇ, જનમો જનમ સુખ પાવે. આ૦ ૧

ધન જોબન અંજલીકા પાણી, વણસતા બેર નહી લાગે. આ૦ ૨

તન છુટે ધન કોન કામકો, કાયકુ કરપીણ કહાવે. આ૦ ૩

જાકો મન શ્રી કૃષ્ણ લાગ્યો, વાકુ જુઠ ન ભાવે. આ૦ ૪

સુરદાસકી એહ વીનતી, હરખી નીરખી ગુણ ગાવે. આ૦ ૫

## પદ ૧૮ મું.

કો પત રાખે મેરી સામ વીના કો પત રાખે મેરી:

આંધકો અંધ દુષ્ટ દુર્યોધન, આણી સભા મધ્યે ઘેરી: સાં૦ ૧

ગહામતી હીણ ભયા એ રાજા, પકર લઇ જુગેરી. સાં૦ ૨

ભીષ્મ દ્રોણ કરણ દુરજોધન, કોનહું ન પાળી ટેરી. સાં૦ ૩

જો વીસવાસ આશ મેરે મનમે, કહું કરુણ ગયે તેરી. સાં૦ ૪

આઇ સાહે કર્યો કરુણા, મુકત રાખો આ બેરી. સાં૦ ૫

તજી ખગરાજ આતુર ઉઠ ધાયે, જેસે ગજકી બેરી. સાં૦ ૬

## પદ ૧૯ મું.

રામ સરૂસા તેરા, અબ મોએ રામ ભરૂસા તેરા;

સુણી કરી સાખી સરણ તહિઆયો, કયું તજીયે મન મેરા.

વાઘ અજામેલ ગુણકા ઉગારી, શરણ આએ બહુ તેરા. આ૦ ૨

શું આશુ તપશુ નીમ બેતહે, ઉનકુ કયા કીયા વેરા. આ૦ ૩

આહ અહો ગજ ડુબન લાગ્યો ગ્રહો નામકા બેરા: આ૦ ૪

સુણત પોકાર બાર નહી લાગી, ચક્રસુ કીયા નીવેરા. આ૦ ૫

જન પ્રહ્લાદ બાંધી હીરણાકસ, કાઢી ખડગ એ તેરા. આ૦ ૬

એરી સાંખી કાંહાં જગ કહીએ, બીરદ બડા હરી તેરા. આ૦ ૭

ગતશા બાબા ઓર કરમના, દાસ ચરણકા ચેરા. આ૦ ૮

## પદ ૨૦ મું.

સાચે કલજુગ આયો, અબતો સાચે કલજુગ આયો;

પુત્ર પીતાકો કહ્યો ને માન્યો, કરે અપને મન ભાયો. અ૦ ૧
સ્ત્રી પતીવ્રતા ધર્મ ન પાળ્યો, નીરખત પુરૂષ પરાયો
સન્યાસી ધન સાંચવા લાગ્યા, હરી સુચરણ વીસરાયો. અ૦ ૨
ખોજ બીંદ્રાબન મથુરા નગરી, કાલંદ્રી નીર સુકાયો;
સુરદાસ પ્રભુ તમારા ભજન વીના, મોહેકુ કાય જીવાયો. અ૦ ૩

## પદ ૨૧ સુ.

કૃશ્ન કહેતાં શું બેસે નાણું, મુરખ તને કૃશ્ન કહેતાં શું બેસે નાણું.
મીથ્યા લવરી ગનગમતી કરે છે, તેમાં નહી દામ ઠેકાણું. મુ૦ ૧
ખાતો ન હોય તો ગાંદીરે કહીએ, જોઈએ બરોરનું બાણું. મુ૦ ૨
દાગ ન બેસે ને હાડ ન ભાગે, ગાતાં ગોવીંદનું ગાણું. મુ૦ ૩
કહે સુરદાસ તમે હરીને ભજલ્યો, ઓચીંતું આવશે આણું. મુ૦ ૪

## ગોડી.

આવત કુવર કનૈયા, વનથકી આવત કુંવર કનૈયા;
મોર મુગટ મકરાકૃ કુંડળ, મહુરીરી બેન બજઇયા. વન૦ ૧
સખા મંડળી મધ્યે બીરાજે, હર હળદર દો ભઇયા. વન૦ ૨
સુરદાસ પ્રભુ ગૈ ગોરાગસંગ, નાચત થઇ થઇ થઇયા. વન૦ ૩

## કબીર કૃત—પદ ૧ લુ.

દયા ધરમ નહીં મનમે, મુખડા કયા દેખે દરપણમેં;
જબલગ ફુલ રહે ફુલવાડી, બાસ રહે નીજ ફુલનમે.
એક દીન ઐસી હોજાવેગી, શ્વાન ફીરેગી તનમે. મુખ. ૧
સુવાચંદન અબીર અરગજા, શોભે ગોરે તનમે;
ધન જોબન ડાંગરકા પાની, ઢલજાવેગા ખીનમે. મુખ૦ ૨
નદીયાં ગેરી હરી નાવ પુરાની, ઉતરે ચાહે સંગમે;
ગુરૂ મુખ હોયસો પાર ઉતરે, નુગરા ડુબે ઉનમે. મુખ૦ ૩
કવડી કવડી માયા જોડી, સુરત હરી નીજ ધનમે;
દસ દરવાજે ઘેર લીએ જબ, રહેરં ગઇ મનકે મનમે. મુખ૦ ૪
પગીઆં બાંધે પગ સવારે, તલ ઝુલા ઝુલ પેમે;
કહે કબીરા સુન ભાઇ એ, કયા લડે રહે મનમે. મુખ૦ ૬

## પદ ૨ જુ.

જહાં જોશો ત્યાં દુખીઆ બાબા, સુખીઆ કોઈ નહીરે;
જોગી દુરવેશા જંગમ દુખીઆ, તપથીકુ દુઃખના;
આશા મનશા સબ ઘટ બ્યાપી, કોઇ પહેલ નહી સુના. જહાં૦ ૧
રાજા દુઃખીઆ પ્રજા દુખીઆ, દુખીઆ બરબરાગી;
દુઃખ કારણસે સુકદેવને, ઉદરી માયા ત્યાગી; જહાં૦ ૨

સાચ કહેતો સબ જગ દુખીયા, જુઠા કહા ન જાઈ;
બ્રહ્મા વિશ્નુ શંકર દુખિયા, ઉન્ને સૃષ્ટી જમાઇ. જગકાં૦ ૩
ધુત દુઃખીયા પ્રજા દુખીયા, દુખીયાં ઘર બૈરાગી;
કહેત કબીરા નહી ઓ દુઃખીયા, જીને મનકુ જીતા. જગકાં૦ ૪

પદ ૩ જુ.

જગકા આજગ તમાકા બે, તું ક્યા જાને લડકા બે. ટેક.
બડે મીનજી કરકર બેઠ, તકયા બીછા બ્રત સીજા;
મારી ઝપાટ જગ લે જાવે, જયે તીતરકો બાજ. જગકા૦ ૧
નવખી મરગયે દશણી મરગયે, મરગયે સહસ્ત્ર અઠયાસી,
તેત્રી કોટી દેવતા મરગયે, પડે કાલકી ફાંસી. જગકા૦ ૨
તીન લોકપર છત્ર બીરાજે, લુટે કુંવર બીહારી;
કહેત કબીરા પાપરીયા લુટી, રહાગત કોન બીચારી. જગકા૦ ૩

પદ ૪ થું.

તનકા નહી ભરોસા બે, દેખે કાલ તમાસા બે;
બડ રાજમેંડે શાહ બીરાજે, મત જાણો સુખ બેના;
કોઇ કામીકા નહીરે માગો, આખર બનના અકેલા. તનકા૦ ૧
ચોપ ચામકે પગરી બાધી, ખાલે પેચ સવાઇ,
મુછ મરડકર દરપણ દેખે, ઢીલ પીરમર રહજાઇ. તનકા૦ ૨
નજરકબીરે કહેત બાઇ સાધુ, માગ સીધા સારા;
નટુ ખેલ કર દેખો યારો, એ સબ જુઠા પસારા. તનકા૦ ૩

પદ ૫ મું.

કબ સમરોગે રામ, આબ તુંમ કબ સમરોગે રામ,
ગરભ કુલીગે જપ તપ કીયા, નીકલ હુવા બેઇમાન. અબ૦ ૧
બાલપનમે ખેલ ગમાયા, તરૂણ પનમે કામ,
હાથ પાવ જબ કાપન લાગે, નીકલ ગયો આશાન. અબ૦ ૨
જુઠી કાયા જુઠી માયા, આખર મોત નીદાન;
કહત કબીરા સુનભાઇ સાધુ, અહી ધોડા મેદાન. અબ૦ ૩

પદ ૬ ઠું.

બકવા મત કરના બે, ખુદાકા નામ જપના બે.
ઉતમ નરદેહ આયા પ્રાણી, ઉસકા હીત કયું ન કરના;
દમ્મલતમે તુમ મત ભૂલ યારો, નામ ખુદાકા જપના બકવા૦ ૧
ખોદા સરીખી કાયા યારો, એસીહી હોનેકી;
કીતેક જનમ આવે જાવે, ખાખ ઉડેગી તનકી. બકવા૦ ૨
સીસ લગાયા સુના દીપાયા, મહેલ બનાયા ખાસા;

જબ કાલકી ગાંઠ પડી, તબ જંગલ હુવા તમાસા. બકવા૦ ૩
કહત કબીરા સુન ભાઇ સાધુ, હીંદુ મુસલમાના;
નામ ખુદાકા જપના યારો, ભવસાગરમેં તરના. બકવા૦ ૪

## પદ ૭ મું.

રામ નામ તુમ ભજલે પ્યારે, કાયકુ મગરૂરી કરતા હે;
કચ્ચી મટીકા બંગલા તેરા, પાવ પલકમેં ઢલતા હે. રામ૦ ૧
બમન હોકર પુરાન વાંચે, સ્નાન તરપન કરતા હે;
સર્વે કાલ સુચિત રહેતો, યાં કયા સાહેબજી મીલતા હે. ૨
જોગી હોકર જટા બઢાવે, હાલ મસ્તમેં રહેતા હે;
ઉપ્પર ધરે કર હાથ સુકાવે, યાં કયા સાહેબ મીલતા હે. ૩
માન ભાત પીલે કાલે કપડે, દાઢી મુછ મુડાતા હે;
ફુલટી લકડી હાથ પકડકર, યાં કયા સાહેબ મીલતા હે.
મુલ્લા હોકર બાંગ પોકારે, યાં કયા સાહેબ બહિરા હે;
મુગી પાવક અવાજ બાજે, ઓભી અલ્લા સુનવા હે. ૫
જંગમ હોકર લીંગ બધાવે, ઘરઘર લેકર ફીરતા હે;
શંખ બજાકર ભીક્ષા માગે, યાં કયા સાહેબ મીલતા હે. ૬

## પદ ૮ મું.

સંગત સંતનકી કરલે, જન્મકા સારથક કછુ કરલે.
ઉતમ નરદેહ પાયા પ્રાણી, ઇસક હિત કછુ કરલે;
સદગુરૂ શરન જાકે બાગા, જન્મ મરણ દુર કરલે. સંગત૦ ૧
કાંહાંસે આયા કાંહાં જાવેગા, એ કછુ માલમ કરના,
દો દીનકી જીંદગાની બંદે, હુશિયાર હોકર રહેના. સંગત૦ ૨
કોન કીસીકા જોરૂ લડકે કોન કીસીકે સાલે,
જબલગ અપના પલસ બાઝત તબલગ મીઠા બોલે. સંગત૦ ૩
કહત કબીરા સુનભાઇ સાધુ, બાર બાર નહી આના;
અપના હિત કછુ કરલે પ્યારે, આખર એકેલા જાના. સંગત૦ ૪

## પદ ૯ મું.

કયા દેખે બાદલકી છાયા, કયા દેખે બાદલકી,
દામદુમસે શેલા વાંટે પાઘડી બાંધે જરકી;
દો દીનકા હુવા તમાસા, આખર બસ્તી જંગલકી. બ૦ કયા૦
કયા લાયા કયા લેજાવેગા, સાથ બાંધકર મઠડી;
ઘર જાવેગા માયા યારો, મીલીગી મટીકુ મટી. બ૦ કયા૦
દેખો રાવન કયા બલીયાજી, બસ્તી લઇ સુકી;

જબ યે લંકા લુટ ગઇ તબ ન રહે દીવામાં બતી. ૭૦ ક્યા૦
ખાલે પીલે કરલે મઉજા, દયા ધરમ કછુ નેકી;
દાસ કબીર સુંદર બોલે, કર સેવા સંતોકી. ૭૦ ક્યા૦

પદ ૧૦ મું.

સબ પઇસેકે ભાઇ, અપના સાથી નહી કોઇ. ટેક.
ખાને પીનેકું પૈસા હોય તો, ઓર બંદગી કરે;
એક દીન ખાના નહી મીલે તો ફીરકે જવાબ કરે. સબ૦ ૧
જબ લગ અપને પલ્લે પઇસા, તબ લગ સલામ કરે,
અપના પઇસા નીકલ ગયા તો કોઇ મીઠા નવ બોલે. સબ૦ ૨
ભાઇબંધ ઓર બહીન સાલે, જુઠા સબહી પસારા;
કોન કાસીકા નહીરે પ્યારે, કહત દાસ કબીરા. સબ૦ ૩

પદ ૧૧ મું.

ક્યા નયનો ચમકાવે, સુંદર ક્યા નયનો ચમકાવે;
કબીર હાથ ન આવે, સુંદર ક્યા નયનો ચમકાવે. ટેક.
રૂપા પહેરે રૂપ દીખાવે, સુના પહેરે રીઝાવે;
ગલે પહેરે મોતનકી માળા, તીન લોક લલચાવે. ક્યા૦ ૧
ટકમક ટકમક નયન ફીરાવે, બહુ તનકુ રીઝાવે;
કહત કબીરા સુન ભાઇ સાધુ, દીન દીન ભકતી બઢાવે. ક્યા૦ ૨

પદ ૧૨ મું.

ઇસ તન ધનથી કોણ બડાઇ, દેખત નયનોમે મીટી મીલાઇ;
અપને ખાતર મેહેલ બનાયા, આપહી જાકર જંગલ સોયા. ૧
હાડ જલે જેસી લકડીકી મુળી, જલે જઇસી ઘાસકી પુલી;
કહત કબીરા સુણભાઇ સાધુ, આપમુવે પીછે ડુબગઇ દુનીયા. ૨

પદ ૧૩ મું.

અબ તુમ ગાફલ મત રહેના, એ જનમકા સાથી કરના બે. ટેક.
બહુ જનમકા સુખ કીયારે ઇસ તનકુ તું પાયા;
સઇમે નેકી નહી કીયા તો સાગા જન્મ ગમાયા. અબ૦
ચઉદા ચોકડી રાજ રાવન લંકાકા ભુપતિ;
સબસુન્નેકી ગાવ જીસકા સુને પડગઇ મટી. અબ૦
રાગ નામ બીન સબ હઇ જુઠા, અઇસા સમજો ભાઇ;
ખુદા નામ બીન કરમ નાટક કહેત કબીરા ગુસાઇ. અબ૦

પદ ૧૪ મું.

હરીસે કોઇ નહી બડા, દીવાને ક્યા ગફલતમાં પડા. ટેક.

પ્રલ્હાદ બેટા હરીસેં લપટા, જબી આંખ કડકડી; દીવાને૦ ૧
ગોપીચંદન બચન સુનકર મહાલ મુલખ સબ છોડા. દીવાને૦ ૨
હનુમાનને સેવા કીના લે દરોબ્બાગીરી ઉડા. દીવાને૦ ૩
પુંડલીકને શેવા કીયા વીઠલ ઇટપર ખડા,
કહેત કબીરા સુનભાઇ સાધુ, હરી ચરણ નીત જડા. દીવાને૦ ૪

## પદ ૧૫ સું.

સાધુકી સંગત પાઇ જ્યાકી પુરન કમાઇ. ટેક.

સાધુકી સંગત સંતકે બચન અવધડ સદા બેતાઇ. જ્યાં૦ ૧
ધના જુના રોહીદાસ નામ નીશરી મીરાંબાઇ. જ્યા૦ ૨
કહેત કબીરા સુન મેરે દુનીયા જ્યોતમે જ્યોત મીલાઇ. જ્યા૦ ૩

## પદ ૧૬ સું.

જીને આપકુ જોયા નહિ મન મેલકુ ધોયા નહી:
દીલ દાધકુ ખોયા નહી અધોળ કીયાસો કયા ભયા. જેણે૦ ૧
કામના ગલેકા હારહે મદ ફેલોકા કરબા હે;
મન કામસેં સદા રહે માળા લીનાસો કયા ભયા. જેણે૦ ૨
કયા માયા કાહહે મમતાજુ ત્રષ્ણા બાંધકે;
સુતા વિષયકી ખાટમે ઉર ઉર કીયા સો કયા ભયા. જેણે૦ ૩
કેતા હુવા હસમાલકા, ધંધા કરે જંજાળકા;
ઉરદા ભયા ચંડાલકા, કાસી ગયા સો કયા ભયા. જેણે૦ ૪
જીને પીતાકુ સુખ નહી મુવા હાડ લઇ ગંગા ગયા;
જળચુનકા પીંડા કીયા, ત્રપત કીયા સો કયા ભયા. જેણે૦ ૫
પંડીતસે ઝઘડા ભલા, મુરખસે મુખ બોલના;
કહે કબીર કુંદન ભયા કયા ગજ્જહે હીમ તોલકા. જેણે૦ ૬

## પદ ૧૭ સું.

સંગત મત કરના ખોટી, દુનીયા ઉલટી હે જુઠી. ટેક.
સગા ભાઇસો બુરા બોલે, સાલેકુ સનમાના;
ભાઇ બાપ ભીખ માગે, સસરેકુ જમખાના. સંગત૦ ૧
જીસકા લેવે ઉસ ધમકાવે, બાત બોલે તીરી;
સાધુ સંતકુ કહ્યુ ન માને, રખે કાનપર ખાખરી. સંગત૦ ૨
કહત કબીરા સુનભાઇ સાધુ, દુનીયા ભઇ દીવાની,
મહાદેવકુ છોડ દીયા ઓર પુજવા લાગ ભવાની. સંગત૦ ૩

## પદ ૧૮ મું.

સંતોભાઇ હરી બીના કોઇ નહી અપના;
માડીરે ખણુ ખણુ મેહેલ બનાયા, મુરખ કહે ઘર અપના. સં૦ ૧
આનેમા જમડા લે જાયગા જીવડા તો નહી મેરા કોઇનેરા. સં૦ ૨
કોઇ લુટે ધન માલ ખજાના કોઇ લુટે જોબન વારા,
રામ પરપંચ કોઇ ન લુટે લુટે કબીર બીચારા. સં૦ ૪

## પદ ૧૯ મું.

આખર મરના હે મરના હે કાહે ગુમાન કરના,
આખર મરના હે મરના,
હરી જો જાણે તો શીર લે સાહેબકા ભજન કર.
આ દુનીયા હોશે પરલે આખર મરના હે;
કોઇ મહા મોટા રાય રાણા જેની મેઘલ પોલ બંધાણા.
કંઇ જોગેશ્વર પીરાણા કોઇ મુનીવર ધરતા ધ્યાન
મીટીમાં મીલજાના, આખર મરના હે. ૩
ગયા પંડીત વેદ પઢના, ગયા તપસી તપ કરતા;
તમ જીવ ન હરી સમરતા, આખર મરનાહે ૪

## પદ ૨૦ મું.

ગુરૂજી આશરા તેરા સ્વામી આશરા તેરા;
જગત અહેરનકો સુપનો, સમજી દેખો કોઇ નહી અપનો;
લેહે એ લોભકી ધારા બમ્યા સબ સંસારા. ગુરૂજી૦ ૧
દેખો જન ભુલ તન ગોરા જગતમે જીવના થોડા;
તજો મદ લોભ ચતુરાઇ રહો નીર સંગે જીમ વાહી.
પાત જયું ડાલસે છુટા ઘડા જયુ નીરકા ફુટા. ગુરૂજી. ૨
ઠગકુ ભેદ નગ્ય દીજે, સંતકુ સમજતાં લીજે;
વીદેશા દેશકુ પાવે ઉનકુ ભેદ બતલાવે. ગુરૂજી. ૩
સજન પરીવાર સુત દારો ઉસરાજ સબ ન્યારા;
નીકસ જબ પ્રાણ જાવેગે નહી કોઇ કામ આવેગે. ગુરૂજી. ૪
દેખો જન ભુલ એ દેહા લગાવો પ્યારે રામશુ સ્નેહા,
કહો એ કાલકા ઘેરા, કહે કબીરદાસ જન તેરા. ગુરૂજી ૫

## પદ ૨૧ મું.

પ્રગટે શ્રી કૃષ્ન મોરાર ભગત હેત કારણે;
મથુરા લીયો અવતાર ગોકુલ ગુણી પારણે. ૧

ભાદ્રો અષ્ટમીબુધવાર વદ આઠમી કરી;
રોહણી નક્ષત્ર અધરાત જન્મ લીયો શુભ ઘડી. ૨
ધન્ય દેવકી વાસુદેવ લીધો હરી અવતરે;
ધન્યજશોમતી આનંદ લાહારે ઘેર પાય ધરે. ૩
તીહુ પુર ભયોહે આનંદ સુરનર મુની જેજે કરે.
દુંદભી બાજત નીશાન સુમન વરખા કરે. ૪
વ્રોજવાશી કર કળશ ગોરસ ભરી લાવહી;
દધી કાદવ નંદદ્વાર શોકીમ મચાવહી. ૫
જશોમતી ચીર પહેરાય. સો નવરંગ ગોવાલણી;
સુંદર વદન વીલોકી, ચકીત થઈ ભામની. ૬
શંકર ધરતહી સો ગોદ ખેલાવહી;
બ્રહ્મા વાંચત વેદ, સો પારણે ઝુલાવહી ૭
શ્રી બળભદ્રજીકે વીર, અસુર કુળ ખંડન;
ભકતવચ્છળ પ્રતિપાળ જાદવકુળ ભરના. ૮
શ્રી પતી શેશ ગણેશ સારદ ગુણ ઉચરે,
શો મુખ ચુંબન જશોદા, મોહીત આનંદ ભરે. ૯
શ્રી નંદલાલ ગોપાળ, ચરણ ચીત લાવહી;
હરીજન મંગળ રૂપ ગોવીંદ ગાવહી. ૧૦

પદ ૨૨ મું.

સબહી મજગો સંસાર ભમર ઉડી જાએગો;
તેરી ભકતી વીના ભગવાન જન્મ પીસ્તાયગો.
કેકાંસે આયો જીવ કયાં વલી જાયગો;
જીવતાં કરલે પેહેચાન મુવે હાં હાં પાયગો.
દાસ કબીરજીકો મંગળ હંસા પાઈઓ;
હંસ ચલે સત લોક બોહોર નહી આઈઓ.

પદ ૨૩ મું.

ચોરાસી આસન બાળકે, હેઠે એકે ધ્યાનમાં,
તેરો મનવો કરે ચો દીશના કયાં મીલે નામમાં.
જોકો ઘાટ સઘાટ અમીરસ પીવણું.
પીએ કોઈ સંત સુજાણ જૂઓ જુગ જીવના;
છાપાં તીલક બનાયકે ગોવીંદ ગુણ ગાઈએ:
રેહેણી કેહેણી કછુ નાહી ભકતી કાંસુ પાઈએ
નદીરે કીનારે બગ છુપે કુંતો જાણુ હંસહે;
હંસ જાણીને કીયે સંગ મુખમે મછહે;
હંસ સુગ નીજ નામ ઓર નહી ભાવના.
મંગળ ગાવે દાસ કબીરજી, બહોર ઓર નહી આવના.

## પદ ૨૪ મું.

મારગ ભુલ્યો બટાઉડા તું મારગ ભુલ્યો
ઉંચા મંદીર માળીયારે, તેરે દેખણી ગત ભુલ
જીવને સંગાથી કોઇ નહી આવે તો કરી લેને મારગસુઝ. બ ૧
માત પીતા સુત બાંધવારે આવે અધુરણી નાર
સ્વારથનું સહુ સગુરે તુતો દુનીયામાં દહાડા ચાર. બટાઉડા. ૨
આધે પીછે ઉઠ ચલરે તું ન ચેત્યા ગમાર
દાસ કબીરા દયારામ બંબોરે ભાજી લેસો ઉતારે પાર બટાઉડા. ૩

## પદ ૨૫ મું

અંધ ચાલ ચાલત સબ જુઠી, તેરી અખીયાં દોનુ ફુટી.
તેરી આખીયાં દોનુ ફુટી. ટેક.
દગડી કારણ મસ્તક લગાવે, બાંધે સાખી પાકા જારા,
દસ વીસ કંઠી બાંધકર બેઠે. રામભજનકા થોડા. અંધ ૧
મંછા તેરી મંઝાર જૈસી, કાહે બકા ગ્યાની,
રામ નામ પરચા ન પાયા, તો કુમ મુવે અભીમાની. અંધ ૨
બંદીકે મત રાતા માતા, બાંધ કરમકે ભારે,
કહે કબીર સુણો ભાઇ સાધું, તેરા ગાઇનુસે ન્યારે. અંધ ૨

## પદ ૨૬ મું.

કાયા તુને ઘડીએ ન રાખે કોઇ, તુને પલક ન રાખે કોઇ,
જબ લગી તેલ દીવામે બાતી, તબ લગી સુજે સંસાર.
જલ ગયા તેલ બુજ ગઇ બતી, મંદીર હુવા અંધાર કા. ૧
ઘર ભીતર તેરી જોરૂ રે જુરે, ગલીમાં જુરે તેરી માઇ.
પંડ પડે મુખવાસ ન હોય, તો કુડ કાંડ નવ હોઇરે. કા ૨
ઉડ ગયા હંસ ગગન બીચ બેઠા, સબ સંસાર ન કહુગા,
કહે કબીર સુનો ભાઇ સાધુ, દીનોનાથ કરે હોયારે. કા. ૩

## પદ ૨૭ મું.

મેરી જાત વરણ કુલ હીન કહોજી કેસે તારોગે,
રંકા તારી વંકા તારી તારી સજન કસાઇ,
સુવા પડાવત ગુણકા તારી, તારી મીરાંબાઇ. કહોજી ૧
નામદેવકી છાપરી છાઇ, મુઇ ગાય જીવાડી,
સેના ભગતકી ચાકરી કીની, આપે ભયે હરનાઇ. કહોજી ૨
વહે આ જાત સંસાર સાગરકો, સાહિબ પાર ઉતરના.
આપણી કરણી પાર ઉતરણી, કહે ગયે ધ્રુ પ્રલ્હાદ કહોજી ૩
વંદ્રાવનકી કુંજ ગલનમાં, બાઇ ડાગલી બેઠી,
આબ પ્રભુજી કેસે બનેગી, અહી કબીરાને ફેટી. કહોજી ૪

## પદ ૨૮ મું.

મન સ્થીર ન રહે બાબા, ન રહે સ્થીર રહેતો કહા કોઉ રહે,
મન છે રાજા મન છે પાજા, મન છે ગોરખંબીર,

ઘડી એકમાં હસ્તી ઘોડે બેસે, ઘડી એકમાં ફકીર,
ઘડી એકમાં મન પાટ પીતાબર, ઘડી એક ચંગી નારી.
પોથી પડયા પડયા પંડિતહારે મુસલમાન કરી રોજો,
તીરથ ફરકર હિંદુ હારે, તો કોઇક વીરલે ખોજા. મન ૧
એ મનુવાકા કોન સ્નેહી, મન સ્થિર રહ્યા ન જાવે
કહો ભાઇઓ સ્થિર કેશે રહેવે, કોઇ ઘેર નાચ નચાવે. મન ૨
મનકી હરી હારેજ કોઇ, મનકી જીતે જીત
કહે કબીર પુરાણુ પદ પાગા, તો સોઇએ મનકો પ્રીત. મન ૩

પદ ૨૯ મું.

હો મન મુરખ બાવરા, તારી સદા ન રહે દેહી,
કહ્યું ન સંભારો નિજ નામકું, હરીપર સ્નેહી. ટેક.
એ માયા કુનકી ભઇ, કુનકો સંગ લાગી,
ગરજ ગરબ સબે ઉઠપનપે, હજુ ચેત અભાગી.
કંચનકી લંકા બની જ્યાં મનોહરી રાણી;
બેર કરાઇએ સાહબો, છીન માંહી ખોરાની. ૨
કહે કબીર પોકારકે, સમરથ સરજનહાર
નડા બજાયાસો હો ગયા, વાંકા અંત ન પાર.

પદ ૩૦ મું.

જગસે ખુબ લડોંગા એ હરીકા ભજન કરોંગા એ
મન મેરા ચોકરા કર રાખે, ચિત ચઇતન્ય મીલાઉં. હરી ૧
રામ નામકા ઘોરા મેરા, મનકા કશદ વરાઉં,
ભજન પ્રતાપે હાથમાં બરછી, સતમુખ લેકર જાઉં. હરી ૨
ઓ લોક સબે ચાકર, મેં હજુરકા કાજી,
કામ કરોધકું ગરદન મારૂ, સાહેબ રાખુ રાજી, હરી ૩
મેરા સાહેબકા ખાસા ચાકર, મેરા નામ કબીરા
મન સંતનકુ શીશ નમાવુ, જો હરી પરખે હીરા. હરી ૪

પદ ૩૧ મું.

ભકિત રસાયન બડા જીહુવે રોગનકા ઝાડ,
શ્રવણ પરીક્ષત કીરતન નારદ સમરણ કરે પ્રસાદ. જીહુ ૧
પાદસેવન લક્ષમીના હુવા હરીચરણુ ચિત જડા
તન મન ધન સબાદે ડાગ નહી સુસે કહા કરખડા. જીહુ ૨
નવમે જોબન નાયક રોગી મુકતી તમારી દાસી
પોથા પુરાન દેખો મારગ દુજા નહી બડા. જીહુ ૩
ભકિત બિના તરજાવે ભવમે સબ શાસ્ત્રમાં દેખા
નહી દુજે ઉપાય કરકે, કબીર ભકિત નહી છોડા. જીહુ ૪

### પદ ૩૨ મું.

કરના ફકીરી ભજના સાહેબ, કયાં બીરાનાની આશરે
ઘેર ઘેર ટુકડા માંગકર ખાના, કછુ ન રખના પાસરે. ક૦
આપે કામલીયાને, હાથમાં તુબડીયાં;
જંગલ કરના બાસરે. ક૦ ૨
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, એક સાહેબ રખના પાસરે;
કરના ફકીરી ભજના સાહેબ, કયા બીરાની આશરે. ક૦ ૩

### પદ ૩૩ મું.

કયા માંગુ ગેરે રામ, થોડે જીવનમે કયા માગુ,
ઘર નહી રહેના ઉમર નહી રહેના, થોડે જીવનમે કયા માગુ;
એકલક્ષ પુત્ર સેવા લક્ષ નારી;
તે ઘર ન રહ્યા કછ દીનકે બાની. મેં કયા માગુ ૨
મેઘનાદ પુત્ર સમુદ્ર જેસી ખાઇ,
કુંભકરણ ભવીક્ષણુ જેસે ભાઇ. મેં કયા માંગુ ૩
કયા કરૂ મેડેહન કયા ટાકી;
છોડ ગયે રાવણ લંકાકો હાઠા, મેં કયા માગુ ૪
કહેત કબીરા સબ છોડ કર જાના;
મેતો એક તેરા ચરણકુ ચાહાતા, મેં કયા માગુ. ૫

### પદ ૩૪ મું.

કાયકું માયા જોડી, નગ કાયકું માયા જોડીરે;
જમીન ખોદીને માયા ઉંડીરે દાટી, તોએ કહેશેકે માયા થોડીરે;
તાંબા પીતળકા પાર ન આવે, પણ કહાડશે ખોખરી દોણીરે; ૧
તીન ગજ કપડા લોક લાજકા, ઉપર ડાભકી દોરીરે;
દો સાર બટવા લેઇ ચલેગા, તું તો ચડ બેઠ વાસકી ઘોડીરે. ૨
કહત કબીરા સુનાભાઇ સાધુ. ફુંક દીયે જેસે હોલીરે.

### પદ ૩૫ મું.

જો તું પુરાણ પઢેરે અઢારા, જો તું શાખે સુણે વારંવારા; જો તુ વેદ ભણેરે મુખ ચાર, જો તું ઉપનીષદને ગાવે, તોએ ભકતીની તોલે ન આવે ૧ જો તું બગવાં કરેરે બ્રહ્મચારી, જોતું નીકટ ન લાવે નારી, જોતું દુધ પીએ દુધાધારી, જોતું સંસાર સુખને ગમાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૨ જોતું પારથી પુજા લેવે, જોતું નીત્ય નવા નવા શેવે; જોતું ધુપ બતીકા દેવે, જોતું જળમાંહી પધરાવે, તોએ ભકતીના તોલે ન આવે ૩ જોતું મુજ ગ્રહે મુની, જો તું જંગીઆ પકડેરે સુની, જોતું અંજબ લગાવેરે ધુની, જોતું સાન કરી સમજાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૪ જોતું પાળેરે આચારા, જોતું જુગથી રહેરે ન્યારા; જોતું ભોજન કરે એક વારા; જોતું દીનમાં દસવાર ન્હાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૬ જોતું કરવત લેવે કાશી, જોતું જગમાં લેવેરે સાબાશી; જોતું સદા

કહેને આપવાંથી; જોતું અકડ સબાને સમજાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૭ જોતું દાન દેવે અવરીકા; જોતું ખોબલે ખાંડ પીરસાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૮ જોતું દેવળ બંધાવે કાઠા, જોતું સરોવર બંધાવે ઘાટા, જોતું પરત મંડાવી રહે, જોતું વનમાં વાવ ખોદાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૯ જોતું ધ્યાન કરે લક્ષ ખોળા, જોતું કંચન કરે એક લોળા; જોતું દ્રવ્ય લુંટાવે બહોળા; જોતું બાંધી બેડીઓ છોડાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૧૦ એનો કહેત કબીરા જન સોહી, જેને ગુરૂ ગમ પુરણ હોય; તે તં નર ભકિત કરે નર સોય, જોતું પાંચ પકડી ઘેર લાવે, તોએ ભકતીની તોલે ન આવે. ૧૧.

## આરતી.

જે રઘુનાથા. જે જાનકીનાથા, બેઉ કરજોડીને વીનવું; બેઉ કરજોડીને વીનવું. પ્રભુ મેરી સુનો બાતા, રામજી લક્ષમણ સુણો બાતા, જયદેવ જયદેવ તુમ હો રઘુનાથા, અમ રે પ્રાણ પીતા માતા તુમહો સજન સંગાતી. ભકતી મુકતી દાતા. જયદેવ જયદેવ. ચોરાશીકે બંધન છોડાયે, મીટે જમ ત્રાસા, મીટે જમ ત્રાસા; મીટે જમ ત્રાસા, મીટે જમ ત્રાસા, મીટે જમ ત્રાસા, મીટે જગ ત્રાસા. નીશદીન પ્રભુ માએ રાખો આપને સગસાતા: જયદેવ જયદેવ નાદ બાજતે નેપુર ઠનકાયા, નેપુર ઠમકાયા; સમતણુ સાર કરત કુશલ્યા માયા. જય જયદેવ જયદેવ. શીશ મુગટ કર ધનુષ બીરાજે, શોભા અતિ સારી, શોભા અતિ સારી. તુમહી મોદ બનાયો. રામ ધનુષ ધારી. જયદેવ જયદેવ. દાસ કબીરા કરપા કરી બોલે, બોલે ઉપગારી: બોલે ઉપગારી સુનીરામ દાશનકુ પલપલ જાઉં બલીહારી. જયદેવ જયદેવ. શ્રી રઘુનાથ જે જાનકી નાથા, બેઉ કરજોડીને વીનવું, બેઉ કરજોડીને વિનવું. પ્રભુ મેરી સુનો બાતાં રામજી સુણો.

## દયારામ કૃત નીતિ વૈરાગ.

### પદ ૧ લું.

ગરભવાસ રાખ્યોરે, કીરપા તને બહુ કરી; સદા સુખ આપ્યુંરે,
તેને કેમ ગયો વીસરી. ટેક.

દસ મંદર સુધી પુરણ પાળ્યો, પરણાવ્યો બહુ પેર,
તોએ એક ઘડી ઇશ્વર ન ગાયા, ધીક પડી તુજ પેર;
બીસે વહમો પુરોરે, હઇયામાં ન લાગ્યો હેત. ગર્ભવા૦
વરણાગીમાં વાંકો હીંડે છે, પચીસ થયા પ્રમાણ;
ભેલાઇમાં તું છાકી ફરે છે, અહંકાર ને અભીમાન;
ત્રીસે આવ્યો આનેરે, ઘણા ઘણા નેહ ભરી. ગર્ભવાસ૦ ૨

ધનને કાજે ધુતતો ફરે છે, જેમ હરાયું ઢોર;
આળશે તું આળીરે, છતમાં ન રહ્યો છકી. ગર્ભવાસ૦ ૩
ઘર ધંધામાં બેસી ફરે છે, માયા નહી જગમાણી,
આક્રમ તારાનો પાર ન આવે, પુઠે બહુ બહુ થઇ જંજાળ;
પચાશે જઇ પહોચ્યોરે, ઠેકાણે ન બેઠો ઠરી. ગર્ભવાસ૦ ૪
દયા દાન ને પુન્ય ન લાવ્યો, ગ્યાન ને ગરીબાઈ,
અહંકારમાં તું ગયો અફળાતો, લોભ લાલચમાં લેવાઇ;
સાઠે બુદ્ધિ નાઠી રે, તારણ કંઇ ન આવ્યું તરી. ગર્ભવાસ૦ ૫
સીતેર થયાં ત્યારે શુદ્ધ ના રહી, ભાગ્યો પોતાનો ભાર,
કુટુંબ કબીલો કોઇ ન માને, તો એનો મેલો અહંકાર;
કુમારગ ન ચાહ્યોરે, ડગલું ન મેલે ડરી. ગર્ભવાસ૦ ૬
એંશી થયાં ત્યારે આંખે ન સુઝે, થરથર ધ્રુજે તારી કાય,
કાયામાં કંપવાયુ પ્રગટ્યો, તોએ ભજન નહી થાય;
મુરખ નવ ચેતોરે, માયાએ તને બાંધો ઘેરી. ગર્ભવાસ૦ ૭
ઈશ્વરને અંતર ન ધાર્યો, જાણ્યા ન જુગદાધાર,
અંતસમે જ્યારે આંચાને આણ્યો, પડ્યો કરશે પોકાર;
દારૂણ દુઃખ દેખીરે, રોશે બહુ નયણા ભરી. ગર્ભવાસ૦ ૮
ચત્ર પુરૂષે સીયમાં જોયું, તારૂં પાનું પુસ્તક નીરધાર,
ખાતામાં ઘણી ખોટજ દીઠી, નાંખે નરક મોઝાર;
પાપી એ છે પુરોરે, મુકો એને ખોટી ભરી. ગર્ભવાસ૦ ૯
કાયર થયો ત્યારે કાલાવાલા, કરવા માંડ્યા અપાર,
હરી હવે ભજન ન ચુકું તારૂં, એકવાર કહાડોને બહાર;
દાસ દયારામનોરે, હરી હાથે ઝાલો ફરી. ગર્ભવાસ૦ ૧૦

## પદ ૨ જું.

જો વીચારી જીવ તારી શી વલે થશે, શી વલે થશેરે મુરખ શી વલે થશે, જો વીચારી. ટેક.

જન અમુલ્ય જન્મ વ્યરથ ગયો, કંઇ હજુ ચેત કાળ અચુક આવશે. ના ભજ્યા શ્રી કૃષ્ણ કોણ ત્યાં છોડાવશેરે. જો વીચારી. ૧

છળ કરી અધર્મે દ્રવ્ય મેળવ્યું દુઃખે. પોષ્યું નીજ કુટુંબ કણ પડ્યો ન પર મુખે: નિત્ય હાય હાય પલક ન ઠર્યો સુખે, રાધીકા રમણ ન ભજ્યા રહ્યા શ્રી રૂખેરે. જો વીચારી. ૨

સ્કંધ પંચમે પોકારી નરક દુઃખ કહ્યું ત્રાસ ઉપજે સુણતાં કયમ જશે સહ્યું; માટે હજુ ચેત કૃષ્ણ શેવા કર કહ્યું ત્યાં તો પાછી વાળશે તને જોઇશે વહુરે. જો વીચારી૦ ૩

જાણો હું જંજાળી છું તે કયમ ભજન કરૂં પણ વીચારી, વેઠ સરવ મનથી કરૂં પરૂં, શું રામનામ રટણ ચીત રાખ્ય આકરૂં બળ તે કુપડેથી ખેંચી કાઢ્યું તે ખરૂંરે. જો વીચારી. ૪

નાત જાતમાં નાગજ કાડયું, કુબુદ્ધિ જાત કઠોર,
ભજન વીના વાત સરવ જાણજે વૃથા મુકી કુથલીને સાંભળ કેશ-
વની કથા આતમઘાતી તુજ તારો નાથ દયા પ્રીતમ વિના ગતી
નથી સરવથી જો વીચારી. ૫

## ગરબી

જે કોઇ કલ્યાણ ચાહો, તે સ્ત્રીની સંગત તજજોરે,
દુખ દરીયો પાપ પુતળી, ઝાણા સમજી ભજજોરે. જે૦ ૧
જડ જુઠી નીરદે લોભી, ગંદી છળ રચનારીરે
સાહસ કરતી નીચ હઠીલી, સદાકાળ સહું નારીરે. જે. ૨
સ્વારથ ચાતો હોય તદા, સ્ત્રી પતી પુત્રાદીક મારેરે,
ના કરવાનું કરે વીફરતાં વીધી નીશદીન વિચારેરે. જે. ૩
સાપીણને અબળા બે સરીખી, ગળે પડયા નવ છુટેરે;
તન ધન સુધરમ વણસાડે, નરક પડે તન છુટેરે- જે. ૪
પ્રેમદા પુષ્પ સરીખા સમજો; નીરખે મનમાં પીએરે;
ચોળ્યાં પાછળ નેવાં ન રહે, ચીત પસ્તાવો થાયેરે. જે. ૫
શણગાર તરવાર ઉપર સારી, અંતર રહે કટારીરે,
તેમ સુંદર સ્ત્રી મોહન વચની, કાળજામાં કટારીરે. જે. ૬
કામે દામે ચીત ન ચાહે, સીત સગાં વહાલાં જેહનેરે,
દયો કહે સાધુ તે સાચો શ્રી હરી ન તજે તેહનેરે. જે. ૭

## પદ ૩ જું.

સાચા સગા સમર શ્રી ગીરધર કોઇ સમે નવ મુકે.
આફત વેળા સહુ રહે અળગુ કોઇ નવ આવે ઢુકેરે સાચા
સહુથી વાહાલ ઘણું માતાનું વેદ પુરાણે વાચ્યુંરે;
મહારોગે તેહનું હેત પણ મેં દીઠું છે સાચુંરે. સાચા ૧
પુત્ર પીતાનો આત્મા કહાવે, લખ્યું વેદને પાનેરે,
અન્યાય નર અતીશે કરે ત્યારે. તે પણ ઠરડે કાનેરે. સાચા ૨
તેમ પત્નીને પતી પણ, સ્વારથ સરે ત્યાં લગી પાળે,
કદી કદરૂપણી મળી કામની, પછે સામુ ન ભાળેરે. સાચા ૩
કોઇથી સાચો સ્નેહ હોએ, જેનો વિશ્વાસ ન છુટે;
કુવચન કપટે વહાલ દેખાડે, ત્યારે તેહનું હેત પણ છુટેરે એસા. ૪
શાંતિ જગ જન રાજ્ય ગાદી, કોઇનું હેત ગન રંચ ધારે;
ચોરી હત્યા અન્યાય થાએ કદી, સરવે જુતીઓ મારેરે. સ૦ ૫
ધનમાં પણ મન ઘણું સારૂં, પ્રમાણે દુઃખદાતા;
પ્રાણ ખોએ કે પેત કરે કદી, કએ શુંધ પીતુ ભ્રાંતેરે. સ૦ ૬

## પદ ૪ થું.

મન તું શીદને ચીંતા ધરે, ચીત તું શીદને શોચના કરે;
કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક ૧

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
છે દોરી સરવની એના હાથમાં, બરાબ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને૦ ૨
તારૂં ધારયું થાતું હોય તો સુખ સાંચી દુઃખ હરે;
આપ આપણું જ્ઞાન કુળ એ, મુગ વિચારે ખરે. કૃષ્ણને૦ ૩
જેહનું જેટલું જેમ જે કાળે, તે તેને કર ઠરે;
કોઇથી ફેર પડે નહી તેમાં, શાને કુટી મરે. કૃષ્ણને૦ ૪
થવાનું વણ ચીંધે થાશે, ઉપનીશદ ઉચરે;
તું રાખ્ય ભરોસો રાધાવરનો, શા માટે દયાથી ડરે. કૃષ્ણને૦ ૫

## પદ ૫ મું.

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે;
સીંહણ કેરૂં દુધ હોય તે સીંહણ સુતને ઝરે;
કનક પાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે. પ્રેમરસ૦ ૧
સકર ખોરનું સાકર જીવન ખરના પ્રાણજ હરે;
ક્ષીર સીંધુનું માછલડું જેમ મીઠા જળમાં મરે. પ્રેમરસ૦ ૨
સૌગતલી રસપાન શુધ જે બ્રાહ્મણ હોય તે કરે;
વગર વંશીને વગન કરાવે, વેદ વાણી ઉચરે. પ્રેમરસ૦ ૩
એમ કોટી સાધુને પ્રેમ વીના, પુરૂશોતમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમ ભકત એ વરે. પ્રેમરસ૦ ૪

## પદ ૬ ઠું.

શ્રી વલ્લભ વીઠલ શ્રીજી સ્વામી, સામળીયા વહાલા:
સઘળું સમજો છો અંતરજામી. નંદલાલરે. ૧
ભય તો લાગે છે મુજને ભારી, સા અંતકાળે શી વલે મારી. નં૦ ૨
સેવા સમરણ ના ભાવ કીધું, સા. રંક સાધુને દુઃખ દીધું. નં૦ ૩
લીધો સાર ન સહુ ધરમે, સા પરી પુર છું હુ કરમે. નં૦ ૪
ભકત જાણે છે સંત સાચો, સા. પાખંડી પુરાતનથી કાચો. નં૦ ૫
શ્રીગુરૂ સોંપ્યા તે વીચારી, સા. તે તે સમે શુદ્ધ લેજો મહારી. નં. ૬
બાંહે ગ્રહયાની લાજ ધરજો, સા. પીડા ન પામું એવું કરજો. નં. ૭
મહારા સન્મુખ લોચનમાં આવી રહેજો, સા. દોષ ન જોશો દરશન;
નંદલાલરે. ૮
શ્રી સુખ બોલ્યા તે સાચું કરજો, સા. તે સરવે દુખ દયાનાં હરજો
નંદલાલરે. ૯

## પદ ૭ મું.

અમરો દિવસ એક આવશે અલબેલા શ્રીજી;
તે વેળા સગાં વહાલાં સહુ રહેશે આળમાં જ્યારે જમના;
કોન્ગ્ર ગ્રપટાવશે અલબેલા શ્રીજી. ત્યાંહાં સુખ૦ ૧

અવસર આવી ફર આવશે નહી, કૃષ્ણજીતો દુષ્મનનો દાવા;
ફાવશે અલબેલા શ્રીજી. ત્યાંહાં સુખ૦ ૨
દેવ દેખી દીનાનાથ ઓસરશો તો તે સમે કોણ છોડાવશે;
અલબેલા શ્રીજી, ત્યાંહાં સુખ૦ ૩
કપુત્ર કેરા અવગુણ ઢાંકે શોભે પીતાની પ્રકાશે પોતાનો લજાવશે
અળબેલા શ્રીજી. ત્યાંહાં સુખ. ૪
જેહવો તેવો પણ દયો કહાવ્યો, તમારેઃ પ્રભુ તમ વીના કોણ
નીભાવશે. ત્યાંહાં સુખ૦ ૫

## પદ ૮ મું.

મનવા શ્રી હરી શરણે રહેજે, અવર ઉપાય નથી કાંઇ બીજો શ્રી
કૃષ્ણ કૃષ્ણ કહેજેરે. મનવા૦ ૧
અકળ અવીશ્વની જાળમાંરે પડીયા પંડીત સુર;
જ્ઞાની વેરાગીને જોગી જતી અહી કાળે ચાવી કીધા ચકચુર;
આ જગતમાં મોહનીરે, બીજી સરવે એની હેઠ;
પાંચેલાને પલકમાં છેલી સીડી લગી ઠેઠ. હો મન૦ ૨
જ્ઞાની વેરાગીને ગેડે નહીરે, હરીથી ન ઉપજે હેત;
જ્ઞાય વીવેકે નીકળીરે જ્યારે ચતુરા ચોરે ચિત. હો મન૦
મનતો ભ્રષ્ટ આખી વીશ્વનુંરે, તનથી ન રહેતું પતી પાસ;
ધીકાને ચંચળ કરે, ક્ષણમાં ઘાલે સત્યનાશ. હો મન૦ ૪
ચતુરાઇ સરવની ચુલે પડીરે, કોઇનુ ન ચાલે જોર;
દયા જગતમાં એ ખસે, જેતો કરગ્રહયો નંદકીશોર. હો મન૦ ૫

## પદ ૯ મું.

પ્રભુ તને પ્રસન તે કેમ થાય, તારા દીલનું કપટ નવ જાય.
પ્રભુ કીરતન પ્રભુ નામ સ્મરણમાં અતીશે આળસ કરે.
માથાકુટ નવ પરનીંદામાં, આખો દીવસ નવહારે. પ્ર૦ ૧
હરીનું ચંદન ઘસતાં તારૂ, અંગથી શરીર બગડે.
કુડી ફંદફૂ લઇ મરી મશાલે, ભાવે ભાંગજ રગડે પ્ર૦ ૨
એકાદશી ઓછવના જાગરણ અતી કઠણ તને લાગે,
ભાંડ ભવાઇયા જોવા સારૂ સારી રાતજ જાગે. પ્ર૦ ૩
હરીના ભકતને લુખુ સુકુ, વેઠજ વળગી જાણે,
સગા સંબંધી પરણા આવે, તેને પીરસે મીષ્ટ પરાણે. પ્ર૦ ૪
ખોટાં મોતી કાંચ કોડીયાં, ભગવત ભૂષણ ઘાલે,
સોનુ રૂપુ મણી મુક્તા વીન, સુત સ્ત્રીને નવ ચાલે. પ્ર૦ ૫
જગ દેખતાં જપવા બેસે, બાકી નાહ્ય ન ખાવા,
ક્યાં કાંય ત્યાં થાય ગગળો, એ વલ્લભના આવા, પ્ર૦ ૬
આ કરવું આના કરવુ, એમ અન્યને શીક્ષા દે છે,
તે પ્રમાણે તું નથી કરતો, અનુચીત કરમ કરે છે. પ્ર૦ ૭

અંતરના છળ અન્ય ન લે પણ, જાણે અંતરજામી,
એનો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી. પ્ર૦ ૮

### છોટમ કૃત પદ.

### ભજન—રાગ પદ

જુગમાં તેં જનમીને શું કરયુ, ઓળખ્યો નહી અવીનાશીજી
જુઠમાં ખોયું તેં જીવડા, પડ્યો કાળને પાસજી. જુ. ટેક ૧
દાન દયા સત્ય શીળતા, એનું ના આવ્યું ઉરજી.
જુગ કરતાને જાણ્યા નહી, કામ કીધાં તે ક્રૂરજી. જુગમાં ૨
ધંધો કરીને ધન મેળવ્યુ, બાંધ્યા મોટેરા માળજી,
પ્રભૂ ન ભજ્યા રે પાપીએ, કાલે ઝડપશે કાળજી. જુગમાં ૩
સાચાને જુઠુ રે પાડ્યા, લીધી લોકની લાંચજી,
મારકણા પાડાશો મરત છે, નથી ઇશ્વરની આંચજી. જુગમા ૪
કીટ જે વારે જૂપાકાળના, ઉપજે ત્યમ લય થાયજી,
એમ પ્રભૂ તે ભજ્યા વીના જમને ઘેર જીવ જાયજી જુગમાં ૫
સાચુ તો કંઇ નવ સુજીયુ, કરતાં કુળ કેરી રીતજી,
છોટમ પ્રભુ એમ સત્ય છે, બીજી સરવે અનીત્યજી. જુગમાં ૬

### કીરતન.

તારો અવસર જાય અભાગી, જીવડા જો જાગી જો જાગી. ટેક
ચક્ર કરાળ કાળનું જોને સહુને શીર છે ભમતુ. જીવડા૦ ૧
જનમ્યા તેને ઝડપી લે છે, દેહ ધારીને દમતુ
નીશ્ચળ કરમ નીરંતર કરતાં, ખોયુ ઉતમ ટાણું,
ઇશ્વરનું ઓળખાણુ નવ કીધુ, પાથરતાં વાયુ વાણુ. જી૦ ૨
સત આચરૂ પ્રભુની સેવા, આદર ન કરયો એવો,
ધીક ધીક મનુષ્ય દેહ ધરયો, પણ જીવ જનાવર જેવો. જી૦ ૩
ધન જોબન દારાના સૂખમાં, કેફ કરીને સુતો,
પલક એકમાં કાળ પ્રહારશે, જાણુ જનમ્યો નહોતો. જી૦ ૪
જો ચેતે તો ચેતી લેજે ભલી વખતમાં ભઇ,
છોટમ કહે શુધ ભાવ ધરીને લેજે હરીગુણ ગાઇ. જી૦ ૫

### ભજન.

હે જીવડા જગપતી લેને જાણી, નર દેહ આપ્યો તુને પ્રાણી,
હો જીવડા જગપતી લેને જાણી ટેક.
નર ખરથી શાનો ભલોરે, જો ન ભજ્યો કીરતાર.
ચાર તો સરખાં સરવેને, ભય નીંદ્રા અનંગ રે આહાર. હો. ૧.
નીરમળતાએ નીહાળીએ રે, સમરથ સરજનહાર;
સ્થાવર જંગમ જે રચે, એવો અખીલ લોકનો આધાર. હો. ૨
અદભૂતતા એમાં ઘણી રે, હાય ન પામે પાર;
કપોલ મંત્રને પરહરી, કરો છોટમ એવો વીચાર હો. ૩

## ચેતવણી વીશે કુંડળીઓ.

મનવા ચટપટ ચેતજે આળસ મુકી અજાણુ;
કાચી માયા છે કારમી પર આધીન છે પ્રાણુ.
પર આધીન છે પ્રાણુ, બગડશે સઘળી બાજી;
પડશે કાયા પલમાંહી તન દુરબળી કે તાજી;
કહે છોટમ કરતાર જપી લે ઝટપટ જનુંવા;
આળસ મુકી અજાણુ ચેતજે ચીપટ મનુવા.
બાજીમાં રાજી થયો, ખોટો અંતે ખેલ;
બતી ત્યાં લગી બળે તલ ભર પોચે તેલ.
તલભર પોચે તેલ વળે વળતુ અંધાર;
ચેતવ ચેતવરે ચેત સમજી લે સુકૃત સાર.
કહે છોટમ પ્રમાણુ, કથે પંડીતને કાજી.
ખોટો અંતે ખેલ, થયો બાજીમાં રાજી.
બાગ બનાવી અવનવી, કોય સમરથ કરતાર;
ખીલેલાં સઘળાં ખરે, વીપજે નવાં અપાર;
સ્થિર ચાતુર સંસાર, સમજ શું શોક કરે છે;
કહે છોટમ થા થિર, થશે ઇશ્વરનું ભાવી;
કોય સમર્થ કરતાર, અવનવી બાગ બનાવી.

## ભજન.

અબસે કેસે છુટેરે રામધુન લાગી, રામધુન લાગી પરમધુન લાગી;
અહારે મોરે પ્રભુ તુમ બન ખંડ હમ મોરા, હાંરે સાચી બાત ચંદ ચકોરા. રામ૦ ૨
હાંરે મોરે પ્રભુ તુમ ચંદન હમ પાની, હાંરે જાકી ઘસી ઘસી વાસ સુહાની. રામ૦ ૩
હાંરે મોરે પ્રભુ તુમ મોતી હમ ધાગા, હાંરે જેસે મીલકત સોનેમાં સોહાગી. રામ૦ ૪
હાંરે મોરે પ્રભુ તુમ દીપક હમ બાતી, હાંરે જાકી જોત જગતમાં જાતી;
હાંરે મોરે પ્રભુ તુમ ઠાકોર હમ દાસા, હાંરે જાકી ભકિત કરે રો-હીદાસા. રામ૦ ૫

## મંગળાચરણ. ૨

હરીરે રામ રામા રામા રામા રાયા રઘોબારે રાય રઘોબારે. ૯૦
એક દીવસ એવિલ કેસા, નેહી દેહચા ભરૂસા દેહચા ભરૂસા
ચઉદ ચોકડી લંકાપતી યાચી, નોતી કુણુ ગતી કાય ઝાલી ગતી
લંકા સારી ખેભોવન, ત્યાચે પારખા જાણી, ત્યાચા પારખા જાણી
અહતિ લગડી મલે, તુકા બસે વાહે વેલા; બસુ વાહે વેલા, કેસા

## મંગળાચરણ ૩

હરીરે રામ રામા રમા રગા રયા રથો બારે સબ રથો બારે
નામ દેતાં વારે આવે, ત્યાંચે જગન પાઉલે પાઉલે;
જગન પાઉલે પાઉલે હરીરે. ૧
નામ લેતાં ગાસો આસી, ને નર જમેલા અપવાશી;
જમેલ અપવાશી હરીરે. ૨
નામ દેતાં કરે ધંધા ત્યગ્યે, સમાધી ને સદા; સમાધી તે સદા,
રાગ રામ મુખે ગાય તુંકા વંદી ત્યાચે પાયે. હરીરે. ૩

## પ્રીતમદાસનાં બનાવેલાં પદ.

### પદ ૧ લું.

હે હરી નામકો નાવ, તાકુ સત ચલાવે;
ઉતારે ભવપાર નાથ શું જોઇ મીલાવે. હે હરિ૦ ૧
એક પલકમાં અનેક શો જોજન ઝાઝ ચલાવે,
બેસે નહી કોડી દામ ઝાઝમાં લે બેઠલાવે,
એસી તરે લે જાય પેટકા પાણી ન હાલે;
વય્કુંડ ધામકે બીચ ઝાઝકુ જાય ઝુકાવે. હે હરી૦ ૨
હે હરી નારભે ભય જન સોઇ જોઇ ઉસ ઝાઝમા બેઠા.
કહેત હે પ્રીતમદાસ કમળ મહેલમાં બેઠા હે હરી૦ ૩

## રણછોડજીના શણગાર.

સનમુખ ઉભા શામળીઆ શે બોલો નહી.
શો અપરાધ અમારો. જીવણ જાણો, શે બોલો નહી.
ચરણ શરણ જે આવે છે સે બોલા નહી,
તેનાં તમે અનેક જનમનાં, બધન નાંખ્યા કાપી. શે બોલો નહી.
તમે જાત ભાત જોતા નથી શે બોલો નહી,
કરમાને કયાં કરણી હતી, શે બોલો નહી;
તેની તમે ખીચડી ખાધી મહારાજ શે બોલો નહિ.
શવરીનાં ખાધાં બોર શે બોલો નહી;
સુદામાને કયાં ધન્ય હતું શે બોલો નહી
કે દાડે ભણીએ તોએ ગજરાજ શે બોલો નહી;
ઓખા મેલમાં શો આચાર હતો, શે બોલો નહી
તેનાં તમે તાર્યાં મુવેલા ઢોર શે બોલો નહી;
એવા અનેક ભગત ઓધારી, શે બોલો નહી,
એક પ્રીતમ સરપ્યા આપી, સે બોલો નહી.
તેનાં તમે અનેક જનમનાં બંધન નાંખ્યા કાપી; શે બોલો નહી

## રણછોડજીના શણગાર.

રણછોડજીના રૂપમાં મ૦ લીલાં તે કુંડળ કાન ધરયાં મન.
પીળું પીતાંબર પેરયું રણછોડરાય મ૦ ઓઢી ઉપરણી કેશરી
લીલો તે વાગો અંગે ધરયો, મ૦ પીળે પટકે બાંધી હરીએ;
કેડ પાપણ ઉપર લેકે કશની પાઘ મ૦ જમણે હાથે છડી
હરી મહારાજ મન રંગાયું,
ભાલે તીલક કેસર તણું ગન૦ લીલાગણીનો બાંધ્યો છે શીર પેચ. મન રંગાયું૦
બાંહે તે બાજુબંધ ધરયા, મન૦ કંઠે લીલા તુળશી કેરા હાર; મન રંગાયું૦
કાંડે તે કડાં સાંકળાં મન૦ રત્નમુદ્રિકા રાજત ચરણે હાથ; મન રંગાયું૦
અધરનો રંગ લાલ બન્યો, મન૦ ગળે તે હાર ગુર્જર તણો: મન રંગાયું૦
બીજા શોભે હીમ તણા શણગાર મન૦ ડાબી બાજુએ કટાર ધરી;મન રંગાયું૦
તેના ઉપર બાંધી હરીએ ઢાલ, મન૦ કંદોરો કેડે ધરયો. મન રંગાયું૦
પાતલીઆમાં ઝાંઝરનો ઝણકાર, મન૦ નખશીખ સુધી શોભીતા શણગાર
મન૦ રંગાયું૦

### આ શણગાર ધરયા પછી નવા ધરયા તે કહે છે.

શણગાર સરવે સજવા હતા, મ૦ એકેક પલકમાં બબે ધરયા.
એક કમળ મુરાક ધરયું. મ૦ બીજું જમણે અંગુઠે નંદલાલ;
જાણી છબીલા લાલની મ૦ પ્રીતમ તારા ચરણ કમળને અલાગ. મન

### ગરબી.

શું કરયું ગીતા ગાઈનેરે. તેં શું કરયું ગીતા ગાઈનેરે. ટેક.
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, ધાક પડગે પંડીતાઈનેરે.
પોથી વાંચીને પરમારથ ન કીધો કુટુંબ પોખ્યું કમાઈનેરે તેં૦
ભાગવત ભાખ્યું રૂદે હેતે ન રાખ્યું રહ્યો આપ સ્વારથ સાઈનેરે.
શેશને માથે મણી તોપણ ઉગરે છે જીવ ખાઈનેરે. તેં૦
કહે પ્રીતમ પોતાના ડાહપણથી ગયો ચોરાશીમાં વહેચાઈનેરે.

### ધોળ. ૧

ભજન કરીલે ભાવેરે ભવ ભટકણ ભાગે,
સંસાર સાગર તારતાંરે, ક્ષણું વાર ન લાગે. ૧
માયા મોહ નિંદરાગાંરે, ગાફલ શું ઘોરે,
પાંચ ચોર વશી પાશેરે, આતમ ધન ચોરે;
અચેત શું ઊંઘેછેરે, જો તું આંખ ઉઘાડી.
લેશે વણસી જાશેરે, તારી કાયાની વાડી. ૨
ચેત ચીદાનંદ મળશેરે ટાળે અંધારૂ;
આ અવસર છે રૂડોરે, હોય કારજ તારૂ.
મોટા પુરૂષનો મારગરે, તે પગલું લેહજે;
પ્રીતમ પ્રેમ ધરીનેરે, હરિના ગુણ ગાજે, ૩

### પદ ૧૧ મું.

ધન્ય અડોર રૂડું ગામ, વસે મારો વાલોરે

સામળીઆજી ચતુર સુજાણ, તેને જોવા ચાલોરે. ૧
જેહુ ઓધાજીની પ્રીતે, પ્રભુજી પધાર્યારે;
અહીંઆં આવીને તમે, અધમ ઓધારયારે. ૨
એવો આનંદ રૂપી અખંડ અંતરજામીરે;
વહાલો પ્રેમતણે વશ થાય, પ્રીતમજીનો સ્વામીરે.
એતો ભક્તી તણે વશ થાય, પ્રીતમજીનો સ્વામીરે. ૩

## પદ ૧૨ મું.

એવો અપરાધી કોણછેરે, જેને ભજન ન ભાવે
ભક્તિ મુકી ભુતળ ભાર વહે છેરે, જેમ ગદ્ધાપર ગુણછે જે. ૧
આવા હરી જોઈ જેણે નયણે નવ નીરખ્યારે તેના લોચનમાં
રઈને લુણ છે. ૨
આવા હરી જોઈ જેનાં હઈડાં નવ હરખ્યાં, તેના ઉજડ આડે
પહોર છેરે, જેને ૩
મારૂ મારૂ કરતોને ગગતામાં ફરતો, મરવું તે નીધાન છેરે,
પ્રીતમ પ્રભુજીનું ભજન કરી લો, એ ઠરવાનો ઠામ છેરે. જેને. ૪

## ધોળ ૨ જુ

રાતો ઘોડો રણ પાખરીયો, સ્વેત ધરયા શણગાર જોને. એ રાગ.
હરીનો મારગ છે સુરાનો, નહિ કાયરનુ કામ જોને.
પ્રથમ પહેલુ મસ્તક મુકી. વળતી લેવું નામ જોને
સુતવીત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સીંધુ મધ્યે મોતી લેવા ગાંહી પડયા મરજીવા જોને. ૨
મરણ આદરે તે ભરે મુઠી દીલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુવે તમાસો, તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમ પંથ પાવકની જવાળા ભાળી પાછા ભાગે જોને
માંહી પડયા તે મહાસુખ માણે દેખનારા દાઝે જોને. ૪
માથા સાથે મોંઘી વસ્તુ, સાંપડવી નહી સેલ જોને
રામ અમલના રાતા માતા, પુરા પ્રેમી જન જોને.
પ્રીતમના સ્વામીની લીલા, નીરખે રજની દન જોને. ૫

## પદ મીરાંબાઇ.

ગોવીંદજી પ્રાણ અમારોરે, મને જુગ લાગ્યો ખારોરે
મુને મારે રામજી ભાવેરે બીજો મારી નજરે ન આવેરે. ૧
મીરાંબાઇના મહેલમાંરે હરી સંતનકો વાસ,
કપટીથી હરી દુર વશેરે, મારા સંતન કેરી પાસ. ગો૦ ૨
રાણાજી કાગળ મોકલેરે, દેજો મીરાંને હાથ
સાધુની સંગત છોડીદો, તમો રાખો દુનીયામાં લાજ. ગો૦ ૩
મીરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાને હાથ
સાધુની સંગત કબહુ ના છોડુ, નહી રહુ તમારી પાસ. ગો૦ ૪
વીખનો પ્યાલો રાણે મોકલ્યોરે દેજો મીરાંને હાથ

અમૃત કરીને મીરાં પીગયાંરે, જેના હરીએ ઝાલ્યો હાથ. ગો૦ ૫
સાંઢવાળા સાંઢ શણગારજોરે, જાવુ સો સો કોસ,
મારે રાણાજીના દેશમાંરે જળરે પીવાનો દોશ ગો૦ ૬
ડાબો મેહેલો મેવાડનેરે, મીરાં ગઇ પુરવ માંહ;
સરવ છોડી મીરાં નીસરયાં, જેને મનડુ ન માયા માંહ ગો૦ ૭
સાસુ અમારી સુખમણારે, સસરો પરમ સંતોષ,
જેઠ જુવો જુગજીવન મારો નાવલીયો નીરદોષ. ગો૦ ૮
ચુંદડી ઓઢુ તારે રંગ ચુવેરે રંગ સોરંગી હોય;
હું ઓઢુ કાળો કાંબળો, દુજો ડાઘ ન લાગે કોય ગો૦ ૯
મીરાં હરીની લાડણીરે, રેહેતી સંત હજુર.
સાધુ જનને દલ વશુ પેલા દલ કપટીસે દુર. ગો૦ ૧૦

### પદ ૨ જું

માગત માંખણ રોટી, ગોપાળ પ્યારા માગત માંખણ રોટી,
મેરે ગોપાળજીકી રોટી બનાઉં, એક છોટીને બીજી મોટી.
મેરે ગોપાળજીકુ બીહા કરૂંગી, બ્રખુભાનકી બેટી ગોપાળ

### પદ ૩ જું રાગ ગોડી.

વાટ જુવે છે મીરાં રાંકડી ઉભી ઉભી
મુનીવર સ્વામી મારે મંદીર પધારો
વાલા શેવા કરે છે દીન રાતડી. ઉભી ઉભી વાટ ૧
ફુલના તે હારને ફુલના તે ગજરા,
ફુલના તોરાને ફુલની પાંખડી. ઉભી ઉભી વાટ ૨
વળી પકવાન મીઠાઇયોને મેવાને,
ઘેબર જલેબી તલ સાંકળી. ઉભી ઉભી વાટ ૩
લવીંગ સોપારીને પાનનાં બીડાંરે
એલચી દોડાને તજ પાંખડી. ઉભી ઉભી વાટ ૪
સાગ શોનાનાં શોગઠાં ઢાળ્યાંરે,
રમવા આવો તો જાય રાતડી. ઉભી ઉભી વાટ ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,
જોતાં ઠરે છે મારી આંખડી. ઉભી ઉભી વાટ ૬

### પદ ૪ થું.

બની આવે તો રામ નામ લઇએરે, નીકર મુગે મોઢે રહીએ.
આરે શંશાર શરવે વહ્યા જાતાં, હારે વહેતાં સંગાથે નવ વહીયેરેની. ૧
ઢીલાં કઠણ વચન કોઇ કહેતો, શેહેતા આવ્યા તેમ શહીયેરે ની. ૨
મહા પુરૂષને મેહેલે ચાલીનેરે, મહા પદનો મરમ લઇએરે ની. ૩
કહે પ્રેમલદાશ ધ્યો વેદની વાણી, લખીને રાખજ્યો હઇયેરે, ની. ૪

### પદ ૫ મું.

મોહન લાગત પ્યારો રાણાજી મને મોહન લાગત પ્યારો; રા.
જાકી કુળામે હાલત ચાલત બોલત પ્રાણ આધારો.

જાકી માયામેં અજજુગ ભૂલ્યા, એક પુરૂષ હે ન્યારો,
તમ કહેતે અરધમા હમારી અમરૂ હમ ચો આકારો;
અહિંદ ભોવનમાં વ્યાપી રહ્યો હે સો નીશ્વર હે હમારો. રા.
તુમહી જુઠે હમહી જુઠે ન જુઠો તે રાજ પસારો:
સબ પુરૂષકો સંગમ જુઠો, છાટયો હે હલવા તુમારો.
સાજુ પીતાંબર મોતનકી માળા, લઇ લઇ અંગનમાં ઠારો:
છાપાં તીલક તુળશીની માળા સાધુ સંગત નીસ્તરો; રા.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણકો બન્દ સંભારો:
જેજે દીન ગેતો હરી વીણુ ખોયા ધીક એ મનુષ્ય જન્મારો. રા.

પદ ૬ ઠું.

મેરો મન હરી લીયો રાજા રણછોડ, મેરો મન હરી લીયો;
ત્રીકુમ માધવ ઓર પુરૂશોતમને કુબેર કલ્યાણની જોડ
રાધા રૂક્ષમાણી ઓર સતભામા જાંબુક વરણી જોડ.
ચ્યાર પાસ રત્નાગર ગાજે ગોમતી કરત કલોલ;
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ હરિ મારા દલડાના ચોર.

પદ ૭ મું.

મુખડાની માયા લાગીરે મોહન તારા મુખડાની મા૦
મુખડું મેં જોયું તારૂ સરવે જુગ થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂરે મોહનતારા. ૧
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએરે મોહન તારા. ૨
સંસારીનું સુખ કાચું પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએરે, મોહન તારા. ૩
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યોરે, મોહન તારા. ૪

વીક્રમાનંદ પદ ૧ લું.

ક્યુંરે હરીકુ ભજત નહીંરે બંધુચક જનમ ખરતાવેગોરે. ક્યું. ૧
આહીઆં તુજે મીઠા મીઠા ભોગ લગતહે;
વાં તુજે શુળીએ ચડાવેગોરે ક્યુરે હરીકુ ભજતા નહીરે ૨
આહીઆં ફાસીકી તુ માનત નાહી,
વાં તુજે કોણ છોડાવેગોરે, ક્યુંરે હરીકુ ભજત નહીરે ૩
કહેત વિક્રમાનંદ હરીકુ સાહીકર
ફીર જનમ નહી પાવેગોરે, ક્યુરે હરીકુ ભજત નહીરે ૪

નરભેરામના બનાવેલા પદ

પદ ૧ લું રાગ કાફી.

સરસ્વતી વસો જીભેરે, વહેવાર વાત વડવુ છે;
ભાતીને નહાવું ભાવ્યુંરે તેની હરીએ ચડવુ છે. ટેક.
ગોમતી નહાવાનું નાણું જો આપુ, ચાલી તમારે પ્રીત,

પીતા થઇ પુત્ર પાસે નાણું માગો છો કહો કીયા તે દેશની રીત;
આ નહી ઉતમ આપોરે ત્યાં સુધી અડવું છે. સરસ્વતી૦ ૧
કેટલુ નાણું આપ્યું દુરવાસાએ બળદ્વારથી આવ્યા જદુવીર;
તેમના પ્રેમ તમે જાણ્યા સુવરણન બીજાના જાણ્યા ફકીર:
વિચારી જુઓ વહાલારે પછી પાએ પડવું છે. સરસ્વતી૦ ૨
કંચન દ્વારિકા પીતાને દેખાડી, છાપ મોકલી નાથ.
શું જોઇ મોકલી શું જોઇ માગી તે વાલા કહો મને વાત.
શુરથી કહેછે નરભોરે, એ ઓસડ કડવું છે. સરસ્વતી૦ ૩

## પદ ૨ જુ.

નાણું આપે નરભોરે, વાવરજો છોગાળા,
ગાંઠ બાંધજો તાણીરે, ધોળી ધજાવાળા;
કપટી કેશવ જાણુત નો, શાને આવત પચાસ જોજન;
સાંભળ્યું શ્રવણે સાધુને છાપે છે, માટે મળવા ધરયું મન,
દરશન દોનેરે દુર કરી પાળા. નાણું૦ ૨
લેખ દેખીને અજર નથી કરતા, છાપ આપો છો હરી,
ખાવડી બાગી છાપ ખાળી, છબીલા પરીક્ષા તો એવી કરી;
સમસ્યા લેજો સમજીરે જે કહી કાનડા કાળા. નાણું૦ ૩
કારોછો જનથી ડરવતા, માટે હરી હઠ મેલ,
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નથી એ વલમાં તેલ:
સેવાનું મુજ પાસેરે, હરિહરિ જપમાળા, નાણું૦ ૪

## પદ ૩ જુ.

કે દહાડાના સુગ્ગીમાંરે, સુતા છો પલંગ ઢાળી.
ઘણા દીવસ ગઉચારીરે, શ્રી વંદ્રાવન ખાળી; ટેક,
આગલા દન તેતો ગયા વિસરી, ખાવું ખાતા ગોવાળની સંગ,
કદમના ઝાડ તળે ભેડક તમારી, એવો હતો તમારો ઢંગ;
ઓઢતા નીત કેસવરે કામળી તાગે કાળી. કે દહાડાના ૧
આજ અમરીત રસ ભોગ કરોછો, પ્રભુ ભોની તે ગાગી મીઠાઇ
પંચવટીમાં કંદમુળ જમતા, બોરાં ખાધાં રઘુરાઇ,
ભાજીતો વીદુરની ખાધીરે ત્રણ ભુવન ભાળી કે દહાડાના ૨
ઉઠો છબિલા આળસ દુર કરિ, મને છાપો આપોને જદુવીર,
ક્યારે લગી તમે વારજ કરશો ઓછી તે જાત આહીર;
પ્રીતલડી ના જાણીરે અંતરની જ અલબેલી.

## અમરીશ રાજા વિષે.—પદ ૪ થું રાગ કાફી.

અમરીસ જન એવારે હરિ ચરણે જેની મતી,
રૂડની દિવસમાંરે ક્ષણું પરવારી નથી.
પાછલી દોઢપોર હોએ જ્યારે, ત્યારે અમરીષ જાગે સહી.
અષ્ટ પાટલાને વાસણ માંજે પછી પહોર એક રહી:
શેવામાં પોહોર એક વીતેરે, ભક્તિ કરે એમ અતી. અમ૦ ૧
પોહોર એકનું ધ્યાન ધરેને, પોહોર એક એક રસોઇએ જાય,

પ્રભુને જમાડીને પરસાદ લેતાં, નરસૈ કરેને ગુણ ગાય;
કાંકરા વેરી ઘડી ચારે, ઉથાપન વેળા થતી. અમ૦ ૨
ઉથાપન કરે આવી ઉમળકે, જ્યારે વેનુ આવે જીવન;
આરતી ઉતારી પછી સ્તુતી કરતા, અમરીષ ઉજ્વળ મન;
વેળા થઇ ફરમાંરે, પડે જારે દાવે બતી. અમ૦ ૩
સાડા પાંચ પોહોર સેવામાં વીત્ય, પોહોર એક રહે જ્યાંય;
પ્રભુને જમાડીને પહોરાડે ત્યારે, સત પોર પુરણ થાય,
પછી પોહોર ઉંઘેરે, અષ્ટ પોહોર એમ જતી અમ૦ ૪
અષ્ટ પોહોર એણી રીતે પરવારતા કૃષ્ન તણા ગુણ ગાણ;
કહે નરસો છોટાલાલ પ્રતાપે તેને લળી લળી લાગુ પાય,
ભક્તિ એક સાચીરે, જુઠી જાણે રાજનિતી અમ૦ ૫

## પદ ૫ મું.

શેવાની સામગ્રીરે રાજા અમરીશ હામે કરે,
ના આપે કામ ચાકરનેરે, નીર રાજા હાથે ભરે ટેક૦
હાજર ચાકર હાજર રાણી, ને હાજર રહે સઘળું ગામ,
પ્રભુની શેવામાં ભાગ શો પરનો, માટે ના સોંપે કામ,
વણે પુષ્પ હાથેરે હાર કરી કંઠે ધરે. સેવાની૦ ૧
અમરીષજીએ પોતે એમ વિચારયુ પહોર સાત શેવામાં થાય.
એક પોહોર બાકી છે તે પોહોર અવસ્થા જાય;
તે પાકુ મજુરેરે તો મુજ કારજ સરે શેવાની૦ ૨
શેવાની સામગ્રી સરવે હાથે થાય છે, ને દરણું દળે કોઇ ઓર,
દરણું કદી હાથે દળીએ તો પ્રમાણ આઠે પહોર;
માટે માંડી ઘંટીરે કોમળ કરથી કોમળ ઘંટી ફરે શેવાની૦ ૩

## પદ ૬ ઠું રાગ કાફી.

કોમળ રાજે અમરીશરે ઘંટીએ બેઠા સહી.
છુટયો પરસેવોરે તે વરણવ્યો જાએ નહી. ટેક૦
કોમળ રાજાને કોમળ રૂદીઆ, કોમળ દેહ અતુલ્ય.
હેદરંગ જાણે કસુંબે ચઢીઓ, સુવાળુ ગુલાબનું ફુલ;
અમરીશ જન એવારે ઘંટીએ બેઠા જઇ કોમળ૦ ૧
કોમળ દેહ નેકો મળેછે હાથે, વળી ઉજ્વલતાનો રંગ;
બળ કરીને જ્યારે ઘંટીને ખેંચી ત્યારે વળ્યો પરશેવો અંગ,
શીસાનટ તણોરે, રહયો જાણે પ્રેમ વહી. કોમળ૦ ૨
કોમળ પત્રપર જેમ શોભે મેઘ તણા બીંદુ,
મોતીઆ છુટયા જેમ તે તારાની તોલે મુખ અમરીશનું ઇંદુ;
હરીનો યશ જેનેરે, એવી તો જેને ટેક ગ્રહી, કોમળ૦ ૩
શ્રી કૃષ્નજી તેતો પલંગે પોઢયા, દાશી ઢોળે છે વાય,
અમરીશ માટે હરી ઝબકીને જાગ્યા, મારે ભક્તની કરવી સહાય
કરે વાય વીજણોરે અમરીશ પુંઠે રહી. કોમળ૦ ૪
લક્ષ્મી કર થકી લીધો વીજણો ધાયા ભક્તજીને કાજ,

કહે રૂક્ષમણી પ્રભુ કંઇ પધારે મુને તો અચરજ વાત:
પછી મુને પુછોરે, ક્યારે ત્યાં હું આવું જાઉં. કોમળ૦ ૫
અમરીષ મુકે હરી વીંઝણો કરતા, ઓરે હરી જુગદીશ.
તે હરી ડાકોર મંદીરમાં જોજો, સર્વે ઇશનો ઇશ;
મુરખ નવ માનેરે સાચાને તો શંશય નહી કોમળ૦ ૬
ઘંટી મુકીને જોયું અમરીષે મુકે, ત્યારે દીઠા શ્રી જગરાય;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નમ્યો અમરીષ હરને પાય;
તમો કરો વીંઝણોરે, તેતો અઘટતી થાય. કોમળ૦ ૭

પદ ૭ મું.

પોઢ્યાતા કેસવરે સુખ પલંગ ઢાળી.
પુષ્પ વેણી પાથર્યાંરે પછી કહે સુણો વનમાળી;
સુખ પલંગથી સ્વામી કેમ જાગ્યા તે તો કહો મુજને તાત,
ઠાકોર ચાકરને વિંઝણો કરો છો, તે તો અણુઘટતી વાત;
નેત્રનાં પાણી મેલેરે, તેતો અચરત ભાળી. પોઢ્યા. ૧
શ્રી કૃસ્ણ અમરીષ પ્રત્યે કહે છે, એક પહોર ઉંઘને તુંય,
પહોર એક તારી શેવા માનું, વચન આપુ હુંય;
ત્યારે અમરીશેરે, પ્રભુની વાચા પાળી પોઢ્યા. ૨
સનકાદીક ઇંદ્રાદીક જેનું ધ્યાન ધરે શીવ શેષ,
શસ્ત્ર ફેણાએ શેશ રટણ કરે છે વિસામો ન પામે લેશ,
સીદ્ધ જોગીનેરે લાગી ધ્યાનની તાળી પોઢ્યા. ૩
રાજનીતીના અમરીષને ખબર નથી, કરે સેવા સમરણને નેમ:
કહે નરભો છોટાલાલ પ્રતાપે હરીએ વિચાર્યું એમ
રાજ્ય રક્ષણને કારણેરે, મેલ્યું ચક્ર વનમાળી. પોઢ્યા. ૪

પદ ૮ મું.

લેને લેને લાણુ જીવને જોતાં નહી જડે;
જોતાં નહી જડેરે, જીવને ખોળ્યો નહી મળે. લેને લેને. ૧
કસ્તુરીને કેવડો લઇ તેલમાં તળે,
આવો રૂડો મનખો મેલી ભુતળમાં ભમે. લેને લેને. ૨
મોતી સરખો દાણો લઇને ઘંટીમાં દળે.
બાવળીઆનું બીજ વાવે, આંબો નહી ફળે લેને લેને. ૩
સત બોલાવે બોલતો નથી અભીમાનમાં ફરે;
ગારી ધકકે આસમ કરશે પેઠે બાર બરે. લેને લેને. ૪

પદ ૯ મું.

સેહેલો સેહેલો સેહેલો બહુ રણછોડરાય બહુ સેહેલોરે;
વાત કરતાં વાલોજી આવે મોઢે ચઢે છે વેહેલો વેહેલો. રણ. ૧
મગસ બરફી જમવાને જોઇએ, વેચવા કઢાવે પેસો પેસો; રણ ૨
ભક્ત જનનાં સંકટ હરવા થાય છે ગાંડાને ઘેલો રણ ૩
હ્રદે કમળરૂપી હેમની દાબડી તે વસ્તું ગાંઠી મેલો. રણ ૪
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે એના ખેલમાં ખેલો.૫ રણ

### પદ ૧૦ મું.

રંગ ભીના રંગ ભીના, રણછોડરાય રંગ ભીનારે.
આતા ગમન અમરીષનો વાર્યો દશ અવતારને લીના રણછોડ. ૧
સેનાને માટે તમે નાપીક થયા, કુણ કરે તમ વિના; રણછોડ. ૨
આહીર મુખીનો મુગટ લીધો, અવગુણ ન જોયા એના રણછોડ ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે આદે અનાથ નાથ દીના રણછોડ ૪

### પદ ૧૧ મું.

છોગાળા છોગાળા રણછોડરાય છોગાળારે;
મુસ્તક મુગટને કાને કુંડળ, આંખ નેણાં અણીઆળા. રણ ૧
ગળે ગળાથવા ઉતરી સાંકળી કર મુક્તાફળ માળા;
શંખ ચક્ર ગદા પદ્મ ધરો છો, ભકત તણા પ્રતિપાળા. રણ. ૨
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે ઠાકોર ડાકોરવાળા. રણ. ૪

### પદ ૧૨ મું.

વનમાળી વનમાળી વીઠલવર વનમાળી;
અઢાર ક્ષોણી તમે દળ વટાવ્યું, ટીટોડી મેલી તમે ટાળીરે. વી૦ ૧
ચક્ર ધરયુ તમે ભીષ્મને માટે તેસું પ્રતિજ્ઞા પાળી વી૦ ૨
સહુ સરખાને રંગ રમાડયા, તેડી તે વરજની નારી. વી૦ ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, સુચવી સીમા વાળી. વી૦ ૪

### પદ ૧૩ મું.

રામ રટણમાં સાર છે, મુનશાહ દેહ પામીને સ્મરણ ભુલ્યો છેરે;
મુનશાહ દેહ પામીને સ્મરણ ભુલ્યો, તેને કલ્યાણની વાર છેરે. રહી.
કુસંગ કુનારનો સંગ કરવાથી, જમડાનો મોટો માર છેરે; રહી.
લખ ચોરાશીના ફેરારે ફરતાં, મુનશા દેહ છેલ્લોજ વાર છેરે; રહી.
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, રામ રટવાથી સુખ થાય છેરે. રહી.

### ભજન.

મેરે મન બસ ગયો સીતારામ
સીતારામ સીતારામ સીતારામ, મેરે મન બસ ગયો સીતારામ:
રત્ન સીંહાસન રઘુવર બેઠે, ચમર ઢોળે હનુમાન મેરે ૧
તુમ ગત બાંથર જાવે જી મેરે મનસે તુમ બીન નીકસી જાવેજી
મેરે પ્રાણ મેરે. ૨
સીતા રામ લક્ષ્મણજી ભરત શત્રુઘ્ન કેરા સહસ્ત્ર મુખ સેતહી નાગ;
તુલસી ભજ સીતારામ ચોસઠ ઘડીને આઠુ જાગ. મેરે. ૩

### પદ ૨ જું.

હોશે હોશી કહેછેરે પ્રભુજી મારી વારે ચઢો;
મચ્યાં મારાં મારેરે તબે આવી ભીડ ખડો. ટેક
બાણ તાણીને ઉભો પારધી, ને ઉપર આવ્યો બાજ;
પોતામાંથી સરપ જો નીસરે તો વણસે મારાં કાજ,
ગરૂડના ગામીરે આંટી રાખી રખે રહો. હોશે હોશી. ૧
કહેતામાંજ પરત્તરીયાને, સરપનો કરજો નિવારણ;

પારધીને તો પંખેર ડબોચે, તતક્ષણ લીધા એના પ્રાણ;
નાખી બાણ છુટેરે, બાજ આવી હેઠે પડ્યો. હોલે હોલી. ૨
કઠણ વેળામાં કામજ આવે, જો ભજન કરો તો બે નાથ
એવા સમરથ સ્વામીને મુકીને કોના પુજુ પાય
બુનેમાર તારોરે તુળસીદાસ ખરો, હોલો હોલી. ૩

પદ ૩ જુ.

લાંબી સોડે સુતોરે સુખની તેં સજ્યા કરી;
કદીએ નવ બોલ્યોરે તું તો હરી હરી. ટેક,
આછેરે તારૂંને આછેરે મારૂં તેમાં બંધાણું તારૂં ચીત;
અલબેલીનો સંગ ન મુક્યો, તે વિના તું આંધળો બીત
કરીને ઠેકાણેરે, બેઠો નહી એક ઘડી લાંબી સોડે ૧
શીર ઉપર તો કાળ ભમે છે જેમ તેતરપર બાજ;
કહીએ ખરા પણ કહ્યું ન માને, કહે મુગતને કાજ.
જે જેમ તે તેમજરે મુકીને તારે જાવું ગરી લાંબી સોડે ૨
ઉંચી ઉંચી મેડીને બાગ બગીચા નવી નવી ભાતના રંગ,
તે ઘેર બેઠા કાગ કકળશે કોઇ નહી આવે તારી સંગ
તુલસીદાસ કહેછેરે લખ ચોરાસી ફરો. લાંબી સોડે ૩

પદ ૪ થું.

સીતારામ ઉપાસી આએ મોરો સીતારામ ઉપાસી,
ભાલ તીલક તુલસીકી માલા, અવધપુરકે બાસી. આએ ૧
તીરથવ્રત સબે કરીઆએ, કોટી ગંગાને કોટી કાસી, આએ ૨
ચરણ ધોઇ ચરણામ્રત લીધો, શીતળ હોગઇ છાતી આએ ૩
રઘુબર છોડ ઓરકૂ ભજહીં, સોનર જમપુર વાસી; આએ ૪
તુલસીદાસ રઘુબરકે શરણે મીટ ગઇ લક્ષ ચોરાસી આએ ૫

પદ ૫ મું.

શરણ તોરે મેં આયો કુટુંબ તજી શરણ તારે મેં આયો.
છોડી હે લંક કનક કેરે મંદીર હરી ચરણે ચીત લાયો.
જબ મેંએ છોડ દીયો લંકાકો તબ મેરો માન બઢાયો,
જન્મ મરણકો બંધન છુટો, રામ દરશન પાયો. કુટુંબ. ૨
ઓ રઘુનાથ અનાથકો નાથા, તમ મોએ કંઠ લગાયો,
તુલસીદાસ પ્રભુ તુમારી કૃપાસેં રાજ વિભીષણ પાયો કુટુંબ. ૩

પદ ૬ ઠું રાગ ભઇરવ.

પ્રાતઃસમે રઘુવીર જગાવે, કૌશલ્યા માત તુમારી.
ઉઠો લાલાજી ભોર ભયો હે મુની જન હેતકારી, ૧
બ્રહ્માદીક ઇંદ્રાદિક દેવતા, રૂસી સનકાદીક સારી.
બાન બોલને વેદ ધુની સમાવે, રઘુકુળ બીરતાદી; ૨
બંદીજન ગાંધરવ ગુણ ગાવે નાચે દેહ તારી,
સેન સહિત સબ ઠારે ઠાડે હોત કતોહળ બારી; ૩
ભરત શત્રુઘન ચમર છત્ર લીએ જનક સુતા તે ઝારી,

એસા પાન લીએ કર લછમન જર ક્યનકી બારી; ૪
સન પાયે બચન ઉઠે રઘુ નદન લોક ગલક ઉધારી,
ચીતવન અંબે કાયો મોરાર, મુનીય ભયે નરનારી. ૫

પદ ૭ મું રાગ કાફી.

ભજીલે શ્રીરામ અગ તારો દાગ બન્યો ભજીલે તુ સીતારામ.
તેરી કાયા કછુ કામ નહી આવે, માત પીતા ધનધાન, અગતો. ૧
ચોચીંતાકા તેરા કાળ આવેગા, અબ તેરા કૌણુ જમાન.અગતો. ૨
ભીલ પારધિ અજામેળ ઉગારયો, એસોઇ રમરથ નામ. અગતો. ૩
તુલસીદાસ આશ રઘુવરકી સબકો પુરણુ ધામ. અગતો. ૪

પદ ૮ મું રાગ ઠુમરી.

નહી બન જોગ સખી દોનુ બાળક નહિ બન જોગ;
એક શ્યામ દુજા ગઉર રૂપકે નેન ભરે ત્રિલોક સખી ૧
રામ લછમન સીતા જનકુ સધાવે દેખત નગરકે લોક; સખી ૨
ઉસકી માતપીતા કેસે જીવે કેસે જીવ અવધકે લોક, સખી ૩
કંદમુળ લછમન લેઇ આવત ચાંન લગાવત ભોગ, સખી ૪
તુળસીદાસ રઘુનંદકે ચરણે ભાવીરે મહાબન વીજોગ; સખી ૫

પદ ૯ મું રાગ બીહાગ.

ભજનકો પરીમાન એસો હરી ભજનકો પરીમાન;
ભજનકો પરીમાન એસો જળ તારે પાસાણ. ટેક,
ચળત તારાને ચળત મંડળ ચળત રવી સશી ભાણ,
દાસ ધરૂતકુ અચીળ પદવી સમકે દીવાન; એસો હરી. ૧
રાવણ દસ સીશ છેદે કર ગ્રહે સારંગ પ્રાણ,
વીભીક્ષણકુ લંકા દીનો ભકત પોતાકો જાન. એસો હરી ૩
નીગમ જાકી સાખ પુરે સુનો સત સુજાણ,
દાસ તુલસી શરણુ આએ રાખી ભગવાન; એસો હરી. ૪

સાખીઓ.

તુલસી આ સંસારમે ભાત ભાતકે લોક,
સબસે હીલમીલ ચાલીયે, નદી નાવ સંજોગ.
તુળશી મનુશી દેહ ધરી, ના જપ્યા શ્રી જુગદીશ,
જનુની નાળ વધેરતા કયું કાટયો નહી શીશ. ૨
ગરબ ના ગળ્યો તારો દુરમતિ, વાંઝ ન રહી તેરી માત,
જા ઘર કથા કીરતન નહિ, તો ઘર પેઠો ઉતપાત. ૩
સબ સેનાકે નગર બન્યા, પારસમણીકી પોળ,
તુળશી હરીકી ભક્તિ વિના, જગડા કરે ધમરોલ. ૪
ઢોર ઘડંતા મનુષ્ય ઘડયો, ભુલ્યો શિંગને પુછ,
તુળશી હરિકે ભજન વિના ધીક દાઢી ધીક મુછ. ૫
ધન ભોમી ધન ગામને જયાંહાં સંત બીરાજે આઇ,
જગ જીવન પાવન કરે હિલી મીલી હરી જસ ગાઇ, ૬
તુળશી કહે મેં પારખ્યું, પરખ્યા રામ રતન.

જપ તપ તિરથ કાયમણી, લાંબા સુખ માને મન, ૭
પારસમણીકે સંગથી કંચન ભઇ તરવાર,
તુળશી ઉનમેં તીન રહે, ધાર ભાર આકાર. ૮
સબ નદીએ ગંગા વહે, સબ પથર સાલીગરામ,
સબ વનસપતી હે તુળશી જાકે હરદે રામ. ૯
દયા ધરમકો મુલ હે પાપ મુલ અભીમાન,
તુળશી દયા ન છાંડીએ જબ લગ ઘટમે પ્રાણ. ૧૦
પરધન પથર જાણીએ, પરસ્ત્રી માત સમાન,
એતે કહે હરી નહી મળે, તો તુલસીદાસ જમાન. ૧૧
તુળશી તરીયા રંકકી અપની ન કહે કોય;
કહે હરીની કહે અપની, અંતે ફજેતી હોય, ૧૨
ચીત્ર કોટકે ઘાટપર ભઇ સંતનકી ભીડ:
તુળશીદાસ ચંદન ઘસે, તીલક કરે રઘુવીર. ૧૩

## પદ ૧૦ મું. બીહાગ.

બાનાની પત રાખ પ્રભુ તારા બાનાની પત રાખ;
બાનારે મારે જો દુઃખ દેશો તો કોણ જપે તારો જાપ પ્રભુ ૧
રોહીદાસની તમે પાતરી લીધીને, નવ જોઇ જાત કે ભાત;
સેનાની માટે સનમુખ રહીને તમે, નાઇ કહેવાયા હો નાથ. પ્ર. ૨
પ્રહ્લાદની તમે પ્રતિપાલણ, પાળાને સ્થંભમાં પુર્યો વાસ;
તાતી કડા તમે શીતળ કીધી સુધનવાને પાસ. પ્ર. ૩
પંચાળીના પટકુળ પુર્યાંને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતામાં ગજરાજ. પ્ર. ૪
ઝેર હતાં તેનાં અમરીત કીધાને, આપ્યાં મીરાંને હાથ;
મેહેતાને મંડળીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત. પ્ર. ૫
ભકતોના તમે સંકટ ભાગ્યાં, ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુળશીના સ્વામીને કહુ કરજોડી, પુરો અંતરની આશ. પ્ર. ૬

## દેવાનંદના બનાવેલાં પદ.—પદ ૧ લું.

શોભણીઓ સરવે સતસંગ કરતાં લજાવે;
મોંઘો દેહ મનુષ્યનો પામી, એળે જન્મ ગમાવેરે. શો૦ ૧
મોટું કુળનું માન ધણેરૂ અહાર અતીશે ઉંઘે.
ધણી સંગાતે કરે ધડાકા સડક છીંકણી સુંઘેરે, શો૦ ૨
માથું જોતાં જુવો મારે આડી અવળી ચાલે;
રજસ્વળાનો દોષ ન જાણે, મનને ગમે તેમ મહાલેરે. શો૦
નહાવે ધોવે નીતી પાળે પ્રભુ ભજનમાં પ્રીતી;
તેવી નીંદા કરવા લાગે, જાણે દેશ હું જીતીરે. શો૦ ૪
દારૂ પીવે માટી ખાવે, જીવ મરાવે જાણી;
દેવાનંદ કહે જમના દુતો. તેને લેશે તાણીરે. શો૦ ૫

## ઇશ્વર ઓળખવા વિષે.—પદ ૨ જું રાગ કાફી.

આવો રૂડો અવસરરે, ઓળખવા એક હરી;

એવું મનુષ્ય તનરે ના આવે તારે ફરી ફરી. ટેક

ધન જોબન તન રંગ પતંગી જાશે વારવાર;
તે સારૂ તું જતન કરે છે, સ્વપ્નું આ સંસાર,
એથી તેને મરવુંરે ડરવું દીલ દોષ કરી. આવો ફરી ૧

વાસ કરો નીત્ય વૈષ્ણવ જનમાં મનમાં માનો વાત;
દાસપણું દેવતાને દુર્લભ, જેથી જનમ દુઃખ જાય.
ભક્તિ કરો ભાવેરે, ધરમની ટેક ધરી. આવો ફરી ૨

સૌભગ્ય સ્વભાવ પરમ સુખ સંપતીએ પામવાનો ઉપાય;
પ્રગટ સ્વરૂપ ઓળખવા પ્રભુને દુરલભ દેહ ગવાય:
પ્રગટ સ્વરૂપ ઓળખવા પ્રભુને દુરલભ દેહ ગમાય;
એવું તન આવ્યું રે, સેજે મળ્યરાજ વરી. આવો ફરી. ૩

માયાની મોટમ છે મિથ્યા, નથી ઘડીનો નીરધાર,
કેશવાનંદ કહે ભજ દુઃખ ભંજન, કરૂણાથી કીરતાર,
કહ્યું વેળામાંરે રહેશે તારાં કારજ સરી. આવો ફરી. ૪

## રણછોડદાસ.

ફુટો તને વારૂરે, આતે શું તેં કર્યુંરે,
ગુરી હીરો ખોયો ને તે રચ્યો સંસાર.
હાથ્યા ફુટ્યારે આંખે થયો આંધળોરે,
વસારીને મેલ્યા દિનદયાળ
મારા સાળા મુરખરે બુદ્ધિ તારી ક્યાં ગઈ,
માયેતો ભમતો ના દીઠો કાળ, ઝપાટાને હાંકરે જાશે આમનારે
વીચારી ના જોયુંરે સાર અસાર ફુટો તને. ૧

મનશા જનમરે મેળવ્યો તે ધુળમાંરે,
હિંસા ઊપર ઘાલી જોને હામ.
જણ્યો તને ત્યારેરે આડો શે ના આવીયોરે,
તારી માને કુખે ન દીધોરે ઠામ. ફુટો તને ૨

સગાંને સંબંધીરે બુડાડવાને સર્વે મળ્યાંરે,
તરવાને શ્રીકમ નામ સંભાર.
બે તો ન લાગેરે ઝટપટ માનજેરે,
હવે તું તો ગાફલ ન રહીશ ગુમાર. ફુટો તને ૩

ડાહાપણ ડોળુંરે સ્વાર્થ સાથમાંરે,
પરમારથની ન જાણી પેર.
રણછોડ કહેછેરે રાંડના તું ચેતજેરે,
વહી ગયો ભજનની દીન લેહેર ફુટો તને ૪

## શરીરરૂપી અંગરખા વિષે.—પદ ૨ જું રાગ કાફી.

અંગરખું એક તારૂરે બનાવ્યું બહુ જુગતે કરી,
સીવનારો દરજી ડાહ્યોરે કીધી છે મહા કારીગરી.
કારીગરી માંહી કુવીરે કીધી તેનો કહેતાં ન આવે પાર,
ભારીક કામ બહુ ઝીણું કીધું તેના ઉપર તાણ્યા છે તાર.

ટાંકો તો નજરે નવ આવેરે દેખોને કરકે સુરત ધરી. અં૦ ૧
ભાત બનાવી દોરી વાળીરે નાંખી તેમાં બખીઆ છે બહુ.
વણુ વળે છે અકડ નથી તેમાં તાણ્યા નથી એકે તાર
સરૂ શીવ્યું અંગેરે આવ્યુ છે અંગે બરાબરી. અંગરખું ૨
કમરપટો કેડોને કુણી, મુચેથી માની પ્રમાણ,
તેમાં કરોચળી કાઇ નથી વળી સીવનાર ચતુર સુજાણ,
પ્રમાણ કેવું કીધુંરે બેસતું છે બરાબરી. અંગરખું૦ ૩
અંગરખું બહુ રંગી બનાવ્યું, પુરણ પ્રેમ પ્રકાશ,
ચાંપ દેખો તે દરજીની કેવી, સીવતાં કર્યા નવ માસ;
દાસ રણછોડનેરે, પહેરાવ્યું પ્રભુ ખરાખરી. અંગરખું૦ ૪

કલ્યાણદાસ.

હરી ભજવાનું ચોત્રીયું તે, ફરી ફરી ક્યાં મળશેરે,
ચોંપ કરીને ચેતી લેજો, ભવના તારણ તરશો. હરી૦ ૧
મુનસ્યાદેહ તો મટી જશેને, પશુ પંખી અવતરશો,
વરણાગીમાં વાટ ઉઠશે, કેઇ ખાણેરે રડવડશોરે. હરી૦ ૨
દુખ લાગે તો વેહેલું લાગો, ઉંધે ઉંધું ચાલ્યુંરે;
માને ઉદર શું બોલ્યોતો, શું બોલ્યો શું પાળ્યુંરે. હરી૦ ૩
જોબન જાશે ને જરા આવશે, નેત્ર નાશીકા ગળશેરે;
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે આગમાં રહેશેરે. હરી૦ ૪
હરી નામતો હારી બેઠો, વીખીનામાં વીંટાયોરે;
મોળે દહાડે ધજા બંધાવી, ચવરામાં લુટાયોરે. હરી૦ ૫
આ અવસરતો રૂડો કરાને, પાપ ન કરશો પ્રાણીરે,
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણીરે. હરી૦ ૬

પદ ૧ લું.

મુનશાદેહ પામીને જે કોઇ હરી ભજે તે બળીઓરે,
બળતે સ્થંભે બાંધશેને, કેમ સહેવાસે છડીયોરે;
હમણાંતો હરી નથી બોલતા, તારી કુટી બાગશે નળીઓરે,
આપે ખળને ખળની સંગત, ચતુરપણામાં ચળીઓરે:
અમરીત રસ તો કોઇ આરોગે, તારા કરમનો હળીયો. મુ૦ ૧
તજી કુસકા કમોદ જમતા, માહા મેવાને મળીયોરે,
મન મગન થઇ તનમાં ફુલ્યે, શું બેઠોછું ગળીએરે. મુ૦ ૨
નંગ નીરમળી મુકીરે. મહા કચરામાં પડીયોરે,
ચોપ કરીને ચેતી લેજો, તારો અમરીત કુપો ઢળીયોરે. મુ૦ ૩
મુનશાદેહને સતસંગત તને ઘણા દીવસે મળીયોરે,
કલ્યાણ કહે જેણે હરી ના ભજીઆ, તે પ્રાણી શું રળીઓરે. મુ૦ ૪

પદ ૨ જું.

ગોવીંદ ગુણ ગાઇલ્યો મન ઘેલા, તમે થાઓને વહેલા વહેલા.
હરીગુણ ગાઓને પ્રથમ પહેલા. ગોવીંદ ગુણ૦ ૧

કાચા પાણીનો પરપોટો, અવે એ ફઇસા ખોટો,
જુગમાં હરી જસ છે મોટોરે. ગોવીંદ ગુણ૦ ૨
મન તું મારૂં મારૂં કરતો, સગા સંબંધી સાથે લડતો,
તુંતો ફોડું છે રંગે રડવડતોરે. ગોવીંદ ગુણ૦ ૩
અંતે તારા માત પીતાને ભ્રાત, કોઇ નહી આવે તારી સાથ,
તારે જાવું એકલડાં વાટરે. ગોવીંદ ગુણ૦ ૪
જીવ તારે અમર તણી છે આશ, વેશ ઘણોને થોડી રાત;
ક્ષણમાં થઇ જાશે પરભાતરે. ગોવીંદ ગુણ૦ ૫
એવી વઇષ્નવ જનની રીત, કરી લે શામળીયાશું પ્રીત,
ભક્ત ભોવન કહે હરી ભજીનેરે. ગોવીંદ ગુણ૦ ૬

## પ્રેમલદાસ પદ ૧ લું.

હરી ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણી,
જેની સુરતા શામળીયા સાથ વદે વેદ વાણીરે. હરી૦ ૧
વહાલે ઉગાર્યો પ્રહલાદ, હરણાકસ્યપ માર્યોરે,
વિભિક્ષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યોરે. હરી૦ ૨
વહાલે નરસી મેહેતાને હાર, હાથોહાથ આપ્યોરે,
ધ્રુવને આપ્યું અવીચળ રાજ, પોતાનો કરી થાપ્યોરે. હરી૦ ૩
વહાલે મીરાં તે બાઇનું ઝેર, હળાહળ પીધુંરે,
પંચાળીનાં પુર્યાં ચીર, પાંડવ કામ કીધુંરે હરી૦ ૪
વહાલે અમરિપની ઓળખાણ, અવતાર દશ લીધારે,
વહાલે ગજની કીધી સહાય, ગરૂડપર હરીધયારે, હરી૦ ૫
આવો હરી ભજવાનો લહાવો, ભજન કોઇ કરશેરે,
કરજોડી કહે પ્રેમલદાસ, ભક્તનાં દુખ હરશેરે. હરી૦ ૬

## નરસિંહ મેહેતાનાં પદ. પદ ૧ લું.

જન્મ ધરી શું કીધું, પ્રાણી જન્મ ધરી શું કીધું;
કયાંથી આવ્યો ને કયાં તું રે જઇશ એકે કામ ન સીધું;
અમરીતનો રસ ઢળતો મુકી, વિખ હળાહળ પીધું;
નરસઇયાના સ્વામી પતીત પાવન, તેનું નામ નવ લીધું. જ૦

## પદ ૨ જું.

ઝાંઝર ઝમકાને આંખ ઉઘાડી, નીરખ્યા વદને સકુમળ સાડી,
આસનમાંડી બેઠા વનમાળી, મોટા મોટા જોગેશ્વરશું લાગી તાળી,
સોનાની ઝારી વાલે મારે કરમાં લીધી, ભરી સભામાં નાગર નરસઇયાને દીધી;
હું જાણું તે વાલો મારો બ્રહ્મચારી, સોલ સહસ્ત્ર ગોપીઓ છે વરનીનારી;
નરસઇયો કહે છે મારી શી પેર થાશે, બાંવડી ગ્રહોતો મારી લાજ રહેશે.

## પદ ૩ જું.

જેનેરે ગોવિંદરામ તમને વીસાર્યા, તમને વીસાર્યા તે નર ભવોભવ હાર્યા,
તમને વીસારી કવણ સુખ કીધું, અમરીત ઢોળી વીખ હળાહળ પીધું. જે૦

તમને વિસારી અવર મન મોહ્યું, કેડીને અરથે કંચન ખોયું,
તમને વિસારી અવર રંગ રચ્યા, અંત ન રહી તેની જનુનીરે માતા,
તમને વિસારી નીંદ્રાભર સુતો, ભણેરે નરસઇયો તે નર અમોભત વ-
ગુણાતો. જેણેરે૦

પદ ૪ થુ

જેણેરે શામળીયા ચરણરસ ચાખ્યો,તેણેરે સંસારનો કુચોકરી નાંખ્યોટેક.
જે નર કૃષ્ણ ચરણના ભોગી, તે નર જાણો તમે સબળા જોગી;
જે જન કૃષ્ણચરણથી અળગા, તે જન થડ મુકી ડાળે વળગ્યા;
જે નર કૃષ્ણચરણથીરે નાઠા, ભણેરે નરસઇયો તે નરભવમાં ગાઠા.

પદ ૫ મું.

રામાકૃસ્ન રામાકૃસ્ન બોલોરે બાવા;
હલકામાંથી દુર કરો દુનીયાના દાવા
પુરણ પુન્યે પામ્યા છો અવતાર આવા;
આતમ કુળ આપી, પ્રગટ્યા લાહાવોકે લેવા,
ચાલવા ચરણ આપ્યા, તિરથ નાહાવા;
સેવા કરવા કર આપ્યા, સમરણ સાવા.
નેત્ર આપ્યાં હરી નીરખવા; મુખ પરસાદ ખાવા,
જુગદીશે જીભ આપી, હરીગુણ ગાવા;
મસ્તક આપ્યું માનવી, હરી ગુરૂને નમવા,
કહે નરસઇયો કાન આપ્યા, હરીગુણ સાંભળવા.

ગોડી. ગઉચારી ઘેર આવે વાલોજી, મારો ગઉચારી ઘેર આવે;
હાથમાં લાકડીયાંને ખભે કામળીયાં, મીઠીશી મોરલી બજાવે. વા૦
ગુંજુ દરહાર મનોહર મોર, મુગટ શીર સોહીએ;
સ્વામીતણી સુંદરતા જોઇ જોઇ, વ્રજ વીનતા મન મોહીએ.
કુમ કુમ કેરા છડા છોવરાવું, મોતીડે ચોક પુરાવું;
નરસઇયાના સ્વામી મંદીર પધારે, શેરીએ તે ફુલડાં વેરાવું,

પદ ૭ મું.

સંતો અમેરે વહેવારીઆ શ્રી રામનામના, વેહેપારી આવેરે;
બધા ગામ ગામના સંતો૦ ૧
અમારૂ વસાણું સાધુ સઉકોને ભાવે, અઢારે વરણ જેને
હોરવાને આવે. સંતો૦ ૨
અમારૂ વસાણુ કાળ દુકાળે ન ખુટે, જેને ચોર ન લુટે જેને
રાજા ન દંડે. સંતો૦ ૩
રામનામ ધન્ય મારે વાજે જે ગાજે, છપન ઉપર ભેર ભુંગળો
વાગે સંતો૦ ૪
લાખ તણું નો લેખાં નહી; ને પારવની છે પુંજી; હોરવું હોય
તે હોરી લેજો કસ્તુરી છે મોંઘી. સંતો૦ ૫
આવરોતે ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ, ચીઠીમાં ચતરભુજ
લખીયા નરસઇયાનું કામ. સંતો૦ ૬

### મંગળાચરણ ૪ થુ.

વધકું હાથો મુરલી આઇ બીગા ગઠ;
લાડચી જસોદાચી માઈ બાપા હો રામા રામા રામા;
કૃશ્ન ગાવાં ગીતી કૃશ્ન નામે હો રામા રામા રામા.
હરે રામા ગોડ તુજે નામ, ગોડ તુજે રૂપ;
એહિમાઝ પ્રેમ સરવકાળે હો રામા રામા રામા રામા.
હરે રામા વીઠુબાચે નામ, સાકરચી પુરી;
પણુ તુકા બાણું ગળે, પુરવે પુન્યે હો રામા રામા રામા રામા

### મંગળાચરણ ૫ મું.

સુંદરની ધ્યાન ઉભઇવગી કેડે કટાવગી ઠેઉ નઇયા હો રામા;
હરે ઠેઉ નઇયા હો રામા રામા.
હરે રામા મકર કુંડળ તળપતી સરવીણી કંઠે કઉસ્તુભમા,
હીરા ઝળકે હો રામા રામા રામા રામા.
હરે રામા ગળે તુળસી હાર કચ્છે પીતાંબર હવડે નીરંતર;
એચી ધ્યાને હો રામા રામા રામા રામા.
હરે રામા તુકા બણે માઝી, એથી સરવ સુખ પોચે નથી
સુખ આવડીને હો રામા રામા રામા રામા.

### મંગળાચરણ ૬ ઠું.

રત્નજડીત સીંહાસન, ત્યાં શોભે નારાયણ શોભે નારાયણ,
હરીએ રામા રામા રાય રઘુભાઇ રઘુભાઇ.
વામ ભાગે સીતાબાઇ જગત જનુની માજે આજે આઇ જનની
માજે આઇ હરીએ.
પશ્ચાત ભાગે લક્ષમણ પુઢે અંજની નંદન, અંજની હરી,
બાઇ નલ નીલ જાંબુવંત સુગ્રીવ અંગદ વીભીક્ષણ ભક્ત
અંગદ વીભીક્ષણ ભક્ત હરીએ.
તુકા બાણુ નેતુકા દાસ અકીતર રામા પાઇ જીંકીતર રામ પાઇ હરીએ.

### પદ ૮ મું.

જાય છે જવાની તારી જાય છે જવાની, હરીના ભજન વીના
જાય છે જવાની. ૧
કાયા તારી કંચન જેસી મોતી જેસા પાની,
સુવા કેડે ખાળી મુકસે ઉડી જાશે વાની. જાય છે જવાની. ૨
જાતી રહેશે જવાનીને પછી થાશે હાની;
છાનામાના જમ આવશે લેઇ જાશે તાણી. જાય છે જવાની૦ ૩
માયા તમે મુકી દોને થાઓને જ્ઞાની,
નરસઇયાનો સ્વામી સાચો દુનીયા દીવાની. જાય છે જવાની૦ ૪

### પદ ૯ મું.

નારાયણનું સ્મરણ કરતાં વારે તેને તજીએરે;
મનસા વાચા કરમણા કરીને રૈડા લક્ષ્મીવરને ભજીએરે, ના૦
કુળ તજીએ કુટુંબ તજીએ, તજીએ માતને તાતરે;

માત ભગની સરવે તજીએ, જેમ તજે કાંચળી સાપરે. ના૦
પ્રથમ પીતા પ્રહલાદ તજીઆ, ના તજ્યું હરીનું નામરે;
ભરત શત્રુઘ્નને તજી જનેતા, નવ તજીયા શ્રી રામરે. ના૦
રૂષી પત્ની સઘવને કાજે, તજેલા ભરથાર;
તે માટે કાંઈ કુડું ના પડીયું, પામ્યા પદારથ ચારરે. ના૦
વ્રજ વનીતા વિઠલને કાજે, સરવ તજીને વન ચાલ્યારે;
ભણે નરસઇયો વંદ્રાવનમાં, કૃષ્ણ સંગાથે મહાલેરે. ના૦

## રામદાસ સ્વામીનાં બનાવેલાં પદ.

પલપલ રામ રામ ભજલે, હારે સીતા રામ રામ ભજલે. પ.
પલની પલકમાં અલ્પ આયુષ્યહે, મનની કલપના તજરે. પ.
વેદ વીચારે ને તું શું હારે, મુરખ સમજ સમજરે. પ.
રામદાસના સ્વમીને ભજતાં, લોક લાજ સબ તજરે. પ.

## પદ ૨ જું.

સીતારામ રામા રામા હરિ હરિ રામ રામ રામા, ટેક.
સિતાપતી રઘુનાથ વિસંભર લક્ષમીવર ઘનશામા. હરી હરી૦
કંસ નિદારણ ત્રિભોવન તારણ, રાવણ રણ સંગ્રામા. હરી હરી૦

## રઘુનાથદાસ પદ ૧ લું.

હરી હરી બોલ મુખમાં, હારે રામા મુખમાં. મુ૦
હરી હરી બોલ મુખમાં. ટેક.
હરી નામ તારે કામ આવશે, અંતસમાના દુઃખમાં. હરી.
હરીગુણ ગાઓ કે ચાન કોઇને આલો, સાધુ સંતના મુખમાં;
હરીના ભજન વીના જે જન જન્મ્યા, વાઢ પડ્યો તેની કુખમાં;
રઘુનાથ ભગવંત ભજન વીના, ધુળ પડી તેના મુખમાં. હર.

## દવારકાંદાસ પદ ૧ લું.

આઠ પહોર દીવસને રજની, ગોવિંદ ગોવિંદ ગાઇએ;
છાપાં તિલક તુળશીની માળા, સતગુરૂ સંગે રહિએ આ૦
જે કોઇ બોલે વેણુજ કડવાં, તેતો સઘળાં સહીએ;
કઠણ વેળામાં કામ આવશે, જમની ચોટ ન સહીએ. આ૦
કથા ભાગવત ગીતા સાંભળી, સંત સમાગમ રહીએ;
કહે છે દવારકો માની લેજો, લખીને રાખજો હઇએ. આ૦

## શ્રીભટ પદ ૧ લું

આપનો જન પ્રહલાદ ઉગારયો.
જલ હુંસે રાખ્યો, અગન હુંસે રાખ્યો, રાખ્ય લીયો ગીરીવર ડાર્યો. આ૦
સ્થંભ ફોડી પ્રગટયા શ્રી આ નરહરી, હિરણાકસપકો ઉદર વિદારયો;
શ્રીભટ કહે દીઓરે ભક્તિ ભકત નામ દઈ તન કુળ તારયો. આ૦

## રૂષીરાજનાં બનાવેલાં પદ પદ ૧ લું.

જીવ પાપીરે જીવ પાપી, કુડી કલપના હજુ તેં ન કાપીરે;
જીહારે હોય બુદ્ધિએ દેખે પરાઇ દારા, હારે તારી આંખોમાં
બાલને અંગારારે. જીવ પાપી૦

તારે પ્યારી વીના કેમ ચાલશેજો
ચુડો ભાંગીને પુણે એને ઘાલશેજો. તારા મનમાં૦ ૩
જે ઠેકાણે લખીતી કકોતરીજો,
તે ઠેકાણે લખાશે કાગોતરીજો. તારા મનમાં૦ ૪

## કરશન માહારાજની બનાવેલી રામાયણ.

### દેવે કરેલી સ્તુતિ.

શ્રીરઘુનાથ તણા જસ ગાઇએ, ચિતવન ચરણ કમળનું ચાહીયે.
કીરતન કરીને કતારથ થઇએ, શ્રીરઘુનાથ તણા જસ ગાઇએ. ૧
અશુર ભાર અવનીતળ વાધ્યો, બળવત ધર્મસનાથને બાંધ્યો,
સંતનો જ્યારે જોગ ન સાધ્યો, શ્રી રઘુનાથ, ૨
ભોમી ગયા જ્યારે બ્રહ્માની પાસે, સુરવિરૂપે ભરતારે શ્વાસો,
આહીં બ્રહ્મા હવે શી ગતી થાશે, શ્રી રઘુનાથ. ૩
તદે વિરંચી ધીરજ ધરીએ, ખીર સમુદર અમે સંચરીએ,
કમળા કંથને વીનતી કરીએ, શ્રી રઘુનાથ. ૪
એમ કહી શુર સઘળા મળીઆ, પયોનિધી તણી તીરે પળીઆ,
રાન સ્તુતિએ શેષ્યા શામળીઆ, શ્રી રઘુનાથ. ૫
ધ્યાન વારંગી સમજ્યા વાણી દેવોને જે જણવી જાણી,
કેશવજી બોલ્યા જે કલ્યાણી, શ્રી રઘુનાથ. ૬
પુરને તમારી હું પીડા જાણું જુગતે અમરમે જે બળ કળાણું,
તે અસુરોનો હું અંતજ આણું, શ્રી રઘુનાથ. ૭
ત્રીપુરારિએ લઇ કષ્ટ તમારૂં, વર આપતી વેળા રાખ્યું છે બારૂ,
માટે માનવ થઇ હું રાવણ મારૂં, શ્રી રઘુનાથ. ૮
વીર ત્રણ સહીત હું આવીશ, રામચંદ્ર નામ ધરાવીશ,
બળવંત મારૂ બીરદ બતાવીશ, શ્રી રઘુનાથ. ૯
મહાલક્ષ્મીને જનક ઘેર જોડીશ, તે વરવા ત્ર્યંબક ધનુષ તોડીશ,
મહાગમદ ફરસુરાગનુ મોરીશ, શ્રી રઘુનાથ. ૧૦
વનુધાતી રાક્ષસને મારીશ પગ પરશે અહલ્યા તારીશ,
તાત તણી આજ્ઞા શીર ધારીશ, શ્રી રઘુનાથ. ૧૧
શીતા લક્ષ્મણ સાથે વન રહીશું, નાંશિક સુરપનખાની અહીશું;
ખર દુષણ ત્રીશુરાળીને લઇશું રઘુનાથ. ૧૨
મારીચી માઇક મરઘને મારીશ હારી હરી રાવણને મારીશ,
સંતોની સોધ લેવાને સધાવીશ શ્રી રઘુનાથ. ૨૩
જટાયુ મારો હરી થાપીશ, કબધ રાક્ષસના કર કાપીશ;
શવરીના બોર જમી આપીશ, શ્રી રઘુનાથ. ૨૪
હરખે અવતરયો હશે જે દીયસથી સખે કરીશ હું તે સુગ્રીવથી;

માગી તિલકને હું મારીશ જીવની શ્રી રઘુનાથ. ૧૫
વાયુ પુત્રને મુદ્રિકા આપીશ તે શાકડે લંકાને બાળીશ
વાંદરને ઘટ શકતા બાલીશ શ્રી રઘુનાથ ૧૬
જ્યાં જ્યાં ધરણીતળે પગ ધારીશ ત્યાં ત્યાં તિરથ કરી જન તારીશ;
વિષ્ણુ ભક્તિનો આરંભ પ્રસારીશ શ્રી રઘુનાથ. ૧૭
સેન સહિત જાશું સિંધુ તટ શરણે વિભીષણને લઇશું.
કપી કર સેતુ સરજાવીશું ચટપટ શ્રી રઘુનાથ ૧૮
ઇંદ્રજીત સુપીશ લક્ષમણને હું હણીશ ઘટકરણ રાવણને;
લંકાપતી થાપીશ વીભીષણને શ્રી રઘુનાથ ૧૯
જાનકી અગ્નીથી લેઇશું સંગે મધ્યે શ્રી સેતુને કરશું ભંગે,
આવી અયોધ્યા વધારીશું રંગે શ્રી રઘુનાથ. ૨૦
ભરથાદિકના શોક સમાવીશ ગુરુજન સહુને શીશ નમાવીશ,
રાજ્ય રૂડું કરી પ્રજા રમાડીશ શ્રી રઘુનાથ. ૨૧
એવાં વચન સુણી દેવજ હરખ્યા પુષ્પ તણી વરસાવી છે વરસા
દેવ અવતરયા આગના સરખા શ્રી રઘુનાથ ૨૨
ચઈત્ર શુકલ નમી મધ્યાને રામચંદ્ર પ્રગટયા નીજ નામે
ગુણ પ્રગટયા તે ગવાયા ગાને શ્રી રઘુનાથ ૨૩
કૃષ્ણારામ કહે કૃષ્ણનો ગાતાં ચિંતન વાગે સહીઆતા
મરણાદીક નાશે મધ્ય માતાં શ્રી રઘુનાથ. ૨૪

## કૃષ્ણારામના પદ ૧ લું.

ગોવિંદના ગુણ ગાને તેથી મંગળ થાશે,
પાપ તાપ સરવે જશે તેથી મંગળ થાશે ટેક
અભાગીઆનો તું તજને આશરો,
સંત સંગતમાં તું જાને તેથી મંગળ થાશે ગોવિંદ ૧
દેવાદીક તારે પાએ લાગશે,
ગુણ તારા સહુ ગાશે તેથી મંગળ થાશે. ગોવિંદ ૨
દાસના દળદર દુર કરવાને,
રાગ રામને મોકલશે તેથી મંગળ થાશે. ગોવિંદ ૩
પુરૂષોતમને તું તો કરને તારા પ્રંપ,
તેને તે શરણે તું જાને તેથી મંગળ થાશે ગોવિંદ ૪
કૃષ્ણારામ કહે છે કૃષ્ણને ભજતાં,
તારૂં જન્મ મરણ છુતાશે તેથી મંગળ થાશે. ગોવિંદ ૫

## ઠાકોરજીને પોઢાડવાનું પદ ૨ જું.

પોઢો પોઢોરે સારંગ પ્રાણી તેરી અખીઆવે નીંદ્રા ભરણી.
હાંરે એમ કહે કૌશલ્યા માઈ તુંને નીંદ્રા અભાશોં આઈરે, પો.
હાંરે પ્રભુ અંગસે આળસ માંડો, કમરસે પટકા છોડોરે. પો.

હારે પ્રભુ ધનુષબાથા તમે બેસો, હારે સજ્યાપર સાહ. પો૦
હારે સીતા સતવંતી નારી, હારે એણે સુંદર સેજ સુધારીરે. પો૦
હારે લક્ષમણજીને આગ્ના કીજે, હારે પીછે પાઉ પલંગપર દીજેરે;
હારે કૃષ્ણારામ કહે કરજોડી, હારે પ્રભુની અખંડ રહીયો જોડીરે;

### પદ ૩ જુ.

કરૂણાનીધાન કરૂણા કરો મન માન્યા માધવ;
હરજી હર ભકતની ઉરે ધરો, મન માન્યા માધવ.
ગોવીંદ વીના કાંઈ ગમતું નથી, મન માન્યા માધવ;
કેશવજી શું કહું કથી, મન માન્યા માધવ.
સ્વપ્ન સમાન આ સંસારરે, મન માન્યા માધવ;
પીછો પણ ના આવે તેનો પારરે, મન માન્યા માધવ.
ગ્નાનના લોભી ના ગમેરે, મન માન્યા માધવ;
દામા દારા રૂપી દોરરે, મન માન્યા માધવ.
જકડીયું તે શુ કરશે જોરરે, મન માન્યા માધવ;
ઉગરવાનો નથી આરોરે, મન માન્યા માધવ;
કૃષ્ણજી કૃષ્ણરામને ઉગારો, મન માન્યા માધવ.

### પદ ૪ થું રાગ વેળાઉર.

આળસ તજને અભાગીયા, ગોવીંદ ગુણ ગાતાં,
રામે આપ્યા છે રોટલા રૂડા લાગે છે ખાતાં. આળસ૦ ૧
સારૂં સારૂં કરી શાકના, ભલા સબડકા ભર્યાયા;
હઠીલા હઇડે ડામ દેવ, તને હરી કેમ વીસરીયા. આળસ૦ ૨
અન્ન વસ્ત્રના આશથી, ધાયો ફરે છે અંધ;
લખરે ચોરાશીમાં ભટકવું, તેની તે કાંઇ ચંત્યા આળસ૦ ૩
માઠો દેહ મંજારનો, કેઇ પેરેરે ધરશો;
છેડ છેડ કરી સહુ હાંકશે, ગીયાંઉ કરી મરશો. આળસ૦ ૪
ધુરકશો ઘેર ગોલા તણે, ગરધવ મુખ નાંખી;
જે જેમ તે તેમ તાણશો, ધણીની બીક રાખી. આળસ૦ ૫
આજ શેવા કર સંતની, હરી હઇડાગાં આણી;
નહિતો પાડા થઇ પંથમાં, ભરશો કેમ પાણી આળસ૦ ૬
માટે હરી નાસી રીઝવો, કરમ કુંડરે છુટો;
ઘોડારે થઇને ઘાસમાં, પગ શાને કુટો. આળસ૦ ૭
કીરતન કરો શ્રી કૃષ્ણનું, મુકી બીજીરે પ્રાણી;
બાક બક થઇને બોકડ, ખાસો ખરસાણી. આળસ૦ ૮
ગરૂજીને ગાઓ ગોવીંદને, ઘણા કાઢીને ઘાંટા;
તો ઉંટ નહી અવતરો, ખાવાનેરે કાંટા, આળસ૦ ૧૦
માનીતી માનવ દેહ વીશે, હરીના મારગ ચાલો;

હસ્તી થઇને મસ્તીઓ, માથે નહી ધુળ ધાશો. આળસ૦ ૧૧
કુક્ષ વીશાયાં તે કોડનું, બહુ અવતાર ધરશો;
બાંદર થઇને વરણાગીયા, ડાળે ઝુંબેરે ફરશો. આળસ૦ ૧૨
પામી ઉત્તમ દેહને, હરી ચીતથી ન મુકો;
નીચે ઘર ઘર માગશો, તમે લુંઓને સુકો. આળસ૦ ૧૩
શીંછ રેઝને વાઘની, છે નરની રે કાયા;
તે સુરવા છબીલા ભજો, તમે મુકોને માયા. આળસ૦ ૧૪
ચેતી શકો તો ચેતજો, શું કહીએરે ઝાઝું;
હરી વીના જીવનું દુખડું, કહેતાં હુંતો લાજું. આળસ૦ ૧૫
માનવદેહ મોંઘો જડયો, કાંઈ સાથ ન સજીએ;
રામકૃષ્ણ સરવે તજી, ભગવાનને ભજીએ. આળસ૦ ૧૬

## પદ ૨ જું રાગ મેવાડો.

દાહડો ખુટયુંરે ફુસકા ખાંડતારે, પ્રાણીયા તેં કીધું એવુંરે કામ;
આદર કરતાંરે આયુષ વહી ગયુંરે, સુખમાં તો સમર્યા નહી શ્રીરામ.
મનુષ્ય જનમરે મહા મણી જડયો, ભજવાને સત્ય શ્રી સારંગપાણ,
વજ્રરતને વહોરીરે કાચ કથીરનીરે, કહાવે વળી સહુમાં ચતુરસુજાણ.
જ્યાં લગી વેહેતોરે ગાતર ગાડડારે, ત્યાં લગી સહુકો કરતું હેત;
રહલી વળાનોરે સંગી એક રામ છેરે, ચીતડામાં ચેતી શકાય તો ચેત.
કુંચાને કોટેરે બાઘ શું દોડતોરે, આગળ તો આવે છે મહા આગ;
રામકૃષ્ણ પ્રભુરે સચા શેવજોરે, તે પ્રભુ રાખશે તુજને શરણ.

## પદ ૩ જું.

ખામાત સંભાળરે સંગી તારા ચાલીયારે, જે વળી આવતા તારે સાથ;
ઇંદ્રિયો સઘળીરે શીથળવીથળ થઇરે, લાકડીતો ઝાલી છે વળી હાથ.
બાદરને કાજેરે પરને આંમળોરે, ઉભો તજી સાંજેને પરભાત;
ધંધો તે કરતા ઘોળાં આવીયાંરે, નવ લહી કાળ કેરી જે વાત.
આ ભવમાં આવીરે બાલપણુ શું કર્યુંરે, ભારે મારો જનેતા નવ માસ;
રામનામ લેતાંરે રસના આળશીરે, કીધી તેં તો વિષયા કેરી આશ.
બુદ્ધિબળ સાથેરે બંધનમાં પડયોરે, જઇ બીડી બાવળીયાશું બાથ;
રામકૃષ્ણ પ્રભુરે સાચા શેવજોરે, વાલો મારો નરક નિરવાણ નાથ.

## સુકંદ.

## રાગ કાફી પદ ૧ લું.

કપોતની કહે છેરે, કંથ મારું કહ્યું કરો;
સીંચાણાનો ભે છેરે, પારધીએ બાણ ભર્યો,
અહીંથી ઉડી જઇ આળગી રહીએ, આ દેશ તજ પરદેશ;
મરમ વચન પીયુ મારારે માનો, લાજ નહી લવલેશ:
પ્રમદાને મેલોરે, રાંક વેચન રૂદે ધરો. કપોતની ૧
કપોત કંથ કહે કાયર કામની હોનાર છે તે હશે,
શતરનું સાલ તે સેજમાં ટળશે, કર્યું કીરતારનું થશે;

કરદે રાખોરે, મુખે કૃષ્ન કૃષ્ન ઉચરો. કપોતની ૨
આહીં કરચો પારધીને પાય ડચ્યો આણ્યુ તે વાર;
રીચાણુનું છેદાણું શીશ, કૃષ્ન કરણી કીરતાર,
બાવે ગુણ ભાખોરે, ભવજળ તરો તરો. કપોતની ૩
તન તરૂવર પ્રાણુ પંખડો, પ્રવૃતિ નિવૃતિ બે નાર;
અહંકાર ચાહીએ જરા પારધી કરોધ સીંચ નીરધાર.
મુકુંદ મનમાંથીરે, પ્રભુ તાવ રાખો પરાણુ; કપોતની ૪

## ભક્તમાળા.

ગણુપત ગુરૂને લાગુ પાય, કરો કીરપા સરસ્વત માય,
જાદવ કુળ પ્રગટ્યા ભગવાન, દઈત તણા ઉતાર્યા માન.
જગમાં ગજ મુકાવ્યો જઈ, તેની કીરપા કીધી તહી
પાંચ વરસનો ધરૂજી બાળ, મહા વનમાં લીધી સંભાળ;
પ્રભુએ ઉગાર્યો પ્રહલાદ, હીરણાકશ્યપનાં ઉતારયાં ગાન;
વખ દેઈને વખીયા કરી, ઉતારયો ચંદ્રહાસ હરી.
ધના ભગતનું રાખ્યું હેત, વણ બીએ નીપજાવ્યું ખેત;
પાંડવ ઉપર કીરપા કરી, લાખાગ્રહથી ઉગારયા હરી.
સતી તણાં માન રાખ્યાં ધીર, ભરી પ્રભામાં પુર્યાં ચીર;
કંસ તણી હતી કીકરી, તે દાસીને રાણી કરી.
મીરાંબાઈશું મળ્યું મન, એકઠા બેશી આરોગ્યા અંન;
રોહીદાસ ઉપર કીધું હેત, શ્રીફળ લીધું કરી વીવેક.
નામદેવ ઉપર દયા કરી, મુઈ ગાય સજીવન કરી;
બોડાણાના પુર્યા કોડ, આપ પધારયા શ્રી રણછોડ.
નરસી મહેતાને આપ્યો હાર, એવા છે પ્રભુ નિરાધાર;
વીદુરજીનાં રાખ્યાં મન, સાખ દેઈને કીધાં અન.
બળીરાજાનું કીધું કાજ, પૃથ્વી તળેનું આપ્યું રાજ;
કાળાગ્રહથી મુકાવ્યા માત, કઈ શઠ રહે એ કારણ જાત.
માશી પુતનાના શોસ્યા પ્રાણ, ભાણેજ થઈ ભેટ્યા ભગવાન;
દઈત રાક્ષસનો ભય ના ગણે, ત્રણ વજર ક્ષણમાં હણે.
એટલા જાણી પ્રભુ કીધી દયા, મને કર ગ્રહતાં ઘણા દીન થયા;
કરગરી કહું છું કરજોડ, શરણે રાખો શ્રી રણછોડ;
બાવે કબાને દયા કરી, એકવાર બોલો શ્રી નરહરી.

## પ્રિતમદાસનો બનાવેલો હકો.
### રાગ ધોળ.

કરીએ શ્રીકૃષ્ન ઉપાસના, ધરીએ રૂદીયામાં ધ્યાન;
ફરીએ નહી ગરભવાસમાં, દરીએ ઠીક નીદાન. કરીએ૦ ૧
ખોટા ખેલ સંસારનો, આતસબાજીનો રંગ;
કરતાં વરસ વીત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ૦ ૨

ગુરૂગમ ગાઇએ ગોવીંદને, જીવનું જોખમ જાય;
દયા દાનને દીનતા, તે તરવાનો ઉપાય. કરીએ૦ ૩
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરીયા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી, સદગુરૂ ખોલણહાર. કરીએ૦ ૪
નીરમળ નામ નારાયણનું, જુગતે જપશે જે કોય;
અવીચળ પદવી તે પામશે, આવા ગમન ન હોય. કરીએ૦ ૫
ચીંતવન કરીએ ચીદરૂપનું, ઇશ્વર બોલે છે આપ;
એને સમરે સુખ ઉપજે, ટળે ત્રીવીધીના તાપ. કરીએ૦ ૬
છે છતી વસ્તુ દેખે નહી, જીવ તું જોને અજ્ઞાન;
માયા પડદા મધે પડયો. ભુલવણીનું ભાન. કરીએ૦ ૭
જનમ મરણ તેની આપદા, નથી કાંઇ સંકટ સેલ;
સંચો કરતાં ઠગી પડયો, જેમ કાંઇ ઘાણીનો બેલ. કરીએ૦ ૮
ઝાઝા લોભે લોભી રહયો, માયાના મધુ લાગ;
તેમ તેમ તૃષ્ણા વધી ઘણી, વટલાયો કંઇક કાળ. કરીએ૦ ૯
નઉતમ દેહ દુરલભ દેવનો, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નીછારે નાંખીઓ, તેમાં ન રહયો સંદેહ. કરીએ૦ ૧૦
ટેક ધરીએ નીજ નામની, શેના સમરણ ધ્યાન;
હેતે હરીરસ પીજીએ, મુકી માન ગુમાન. કરીએ૦ ૧૧
ઠીક કરીને બેસીએ, રાખીને રે વીશ્વાસ:
જડતામાં જેને જાગજો, પરહર પારકી આશ. કરીએ૦ ૧૨
ડગમગ ઠાલી શાને કરે, તારૂં ધાર્યું નહી થાય;
ગમતું થાશે ગોવીંદનું, કોઇનું કળ્યું ત્રહી જાય. કરીએ૦ ૧૩
ઢાંકયો પાવક ધુમરે, ઢાંકયો વાદળ સુર;
માયાઓ ઢાંકયો આતમા, સમજણ રહી ગઇ છે દૂર. કરીએ૦ ૧૪
રણ સંબંધે આવી મળ્યા, સુતપિત દારાને દેહ;
લેવા દેવા જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરીએ૦ ૧૫
તોળ્યું તત્વ ત્રીલોકમાં, નહી હરી નામ સમાન;
બીજાં સરવે એ બાદલાં, અંતે આવે નહી કામ. કરીએ૦ ૧૬
થીરતા કરી તું ન્યાળજે, હ્રદે કમળમાં રૂપ;
બાંકયા બીતર ભાળજે, હરીનું અકળ સ્વરૂપ. કરીએ૦ ૧૭
દેહ તણું ફળ એક છે, ભાવે ભજીએ ભગવાન;
જાણી સાધન સંસારનાં, હરી નામ સમાન. કરીએ૦ ૧૮
ધ્યાન ધરજે પરીક્ષતનું, જેમ કંજ લોભીને ધન;
કામીને જેમ કામની, એવું કરીએ ચિંતવન. કરીએ૦ ૧૯

નીશ્ચે જાણો રહેવું નથી, જુઠો જગ વીશ્વાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાશ. કરી૦ ૨૦
પ્રીત નીરંતર કીજીએ, સદગુરૂ સંતની સાથ;
રખે ઢોળી તું નાંખતો, અમૃત આવ્યું છે હાથ. કરીએ૦ ૨૧
કોઇક ફંદ સંસારનો, સ્વારથનો છે સ્નેહ;
અંતે કોઇ કોઇનું નથી, તું તો તેહનો તેહ. કરીએ૦ ૨૨
આતન ઉપનીનદ વેદતા, તેનું તત્ત વીચાર;
જ્ઞાતપદ સ્વપદ ત્યાગીને, શ્રસી પદમાં ચીત ધાર. કરીએ૦ ૨૩
ભારે ભેદ ગુરૂ દેવનો, કોઇ નવ પામેરે પાર;
શાવ વીરંચીને શારદા, સેવે પદરજ સંરે. કરીએ૦ ૨૪
જાયા મુરખની વરખડી, મોરી ત્રીભુવન માંય;
નીત્ય નફતંન ફુલે ભરે, બાતી શીતળ છાંય. કરીએ૦ ૨૫
રૂપ અનેક ઉપજાવતી, સેવે સુરનર વૃંદ;
અણુની આને અજાઇશા, સઉને સરખો આનંદ. કરીએ૦ ૨૬
રહીએ ઇશ્વરને આશરે, ધારણ રાખીને ધીર;
સુખદુખ એણીપેરે આવશે કાંઇ નાળીએરમાં નીર. કરીએ૦ ૨૭
લીલા કોઇએ લેતું નથી, એણી ભુલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે, કળી શકે નહી કોય. કરીએ૦ ૨૮
વીશ્વ સઘળું મોહીને, જુઠી બાજીને જોય;
તેતો કરતાં કોરો રહયો, જાણે જે જન કોય. કરીએ૦ ૨૯
શશા શોધ સ્વરૂપને તેને સમરે સુખ થાય;
બાંધી રૂંધી ઉભું કરયું, જેવું કાષ્ટ સ્વરૂપ. કરીએ૦ ૩૦
ખોળે ખોટું સરવે પડે, ન જડે નાગને રૂપ;
નીંદ્રામાંહી દુખ ભોગવે, તેતો જાગેથી જોય. કરીએ૦ ૩૧
શંશય તેને શાનો રહયો, જેને બ્રહ્મ વિચાર;
અગનીને ઉધઇ અડે નહી, રવીને નહી અંધકાર. કરીએ૦ ૩૨
હરીનો મહીમા અપાર છે, નીગમ નીરંતર ગાય;
અજ ઉમીયાપતી અહીપતી, નીશદીન ધ્યાન માંય. કરીએ૦ ૩૩

## દેવાનંદ. ગરબી ૨ જી.

તારા મનમાં જાણે છે મરવું નથીરે, એમ નીશ્ચે કર્યો નીરધાર.
તેમાં ભુલી ગયો ભગવાનનેરે. ટેક.
ધન દોલત નારીને ઘણા દીકરારે, ખેતીવાડી ઘોડીને ઘરબાર. તેમાં૦
મેડી મંદીર ઝરૂખાને જાળીયાંરે, સુખદાયક સોનેરી સેજ. તેમાં૦
ગાદી તકીયાને ગાલમસુરીયાંરે, અતિ આઉ કરે છે એજ. તેમાં૦
નાચું કાંય કરીને નમતો નથીરે, એવું શાનું સંભાળે અભીમાન. તેમાં૦
મનમાની મોહનની મુરતીરે, તેની સાથે ન લાગેલ તાન, તેમાં૦
પાપ અનેક જનમનાં આવી મળ્યાંરે, તારી મતી મલીન થઇ મંદ. તેમાં૦
દેવાનંદના વાલાને વીસરી ગયોરે, તારે ગળે પડયો જમફંદ. તેમાં૦

## ગરબી ૨ ૭.

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એક ઘડીનો નીરધાર,
તોય જોણ્યા નહી જગદીશનેરે.
મોટા મોટીને રાજ મરી ગયારે, જેને જાતાં ન લાગી વાર. તોય૦
તારૂં જોબન ગયું જખ મારતુંરે, માથે કાળા મટી ગયા કેશ તોય૦
અંતકાળે લેવાને જમ આવીયારે, તેનો ભાળી ભયંકર વેશ. તોય૦
રોમ કોટી વીંછી તણી વેદનારે, દુખ પામ્યો દાવત ઘોર. તોય૦
સગાં સ્વારથી મળ્યાં સરવે લુટનારે, તેનું જરીએ ન ચાલે જોર. તોય૦
જીભ ટુંકી પડીને તુટી નાડીયોરે, તેનું જરીએ ન ચાલે જોર. તોય૦
દેવાનંદ કહે ન જાણ્યા નાથનેરે, મિથ્યા માણસનો દેહવીશ.ળ. તોય૦

## આશારામ પદ ૧ લું.

તારી ભકતી બોડાણાને ભાવીરે, રણછોડ રંગીલા.
જમણા હાથમાં તુળશી વાવીરે, રણછોડ રંગીલા.
છડે માસે તે કેઠ ચડાવીરે. રણછોડ રંગીલા.
મહા મજલો કીધી મધરાતેરે, રણછોડ રંગીલા.
આવ્યા બોડાણાની સાથેરે, રણછોડ રંગીલા.
દેશ ગુજરાતમાં કરી દયારે, રણછોડ રંગીલા.
વાલો ઉમરેઠ આવીને રહયારે, રણછોડ રંગીલા.
ત્યાંતો પગલાં પુજાય છે તારાંરે, રણછોડ રંગીલા.
લગ વીના તે લાગે સૌ પ્યારાંરે, રણછોડ રંગીલા.
ત્યાંતો પ્રગટ પારખું કીધુંરે, રણછોડ રંગીલા.
આખા લીંમડામાં એક ડાળ મીઠુંરે, રણછોડ રંગીલા.
સહુને દરશન થાય છે સારાંરે, રણછોડ રંગીલા.
જાણ્યું કાબાને લાગે પ્યારાંરે, રણછોડ રંગીલા.
લાભ લેવાને આવ્યા કાગારે, રણછોડ રંગીલા.
કાબા દોડેને ભગત થાય આબારે, રણછોડ રંગીલા.
આશારામને આશરો તારોરે, રણછોડ રંગીલા.
વાલા તારોને પાર ઉતારોરે, રણછોડ રંગીલા.

## કલ્યાણદાસ પદ ૧ લું.

કાંઇક કરમનો કરનારો, તે શરણ તમારે આયોરે;
મહાજાળમાં બાંધી નાખ્યો, હવે હરી છોડાવોરે. કાંઇક૦ ૧
પાપ કરતાં પાછું ન જોયું, હરીનું નામ તું ભુલ્યોરે:
દુરજનની સંગત મેં કીધી, દેવાળામાં ડુલ્યોરે. કાંઇક૦ ૨
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસારે;
લખચોરાશી ફેરા ફરી, કરી મુક્તીની આશારે. કાંઇક૦ ૩
શોધે રૂપ જંતર મંતર, તંતર મારે તુછુંરે;
આ દુનીઆમાં નથી ગમતું, ગળવા અંતર કુછુંરે. કાંઇક૦ ૪
નામ તણો મહિમા મોટો છે, કાંઇ આપી નર તારવારે;
એવું જાણીને દાસ કલ્યાણ, પ્રભુ પ્રેમે પોકારવારે. કાંઇક૦ ૫

## પદ ૧ લું.

દુરમતીયાં ડાહ્યાં થઇ આવે, શાણા થઇ સમજાવેરે;
પ્રેમ ભક્તિમાં ભાગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે. દુર ટેક.
આપણા કુળમાં કેણે ન કીધુ, તે આપણા કેમ કરીએરે;
વધરતો ચઇ નાટક કરીએ, તુળશી તીલક કેમ ધરીએ.
જેવા તેવા હોય તે હરીના ગુણ ગાયે, તે કેમ ગાઇએરે.
કૃષ્ણ નામની કથા થાય જ્યાં, આપણુ કેમ ત્યાં જઇએ. દુર૦
આગે કલેશ તે ક્રોધના ભરીયા, સઘળાને સમજાવેરે.
જમ કીંકરનો મારજ પડશે, ત્યારે આડે કોઇ નહી આવેરે,
કુંવરને તજશે ને હરીને નજશે, રહેશે સંસારનું મેણુરે.
ભણે નરસઇઓ હરી તેને મળશે, બીજી વાતે વધારી વાણુંરે

## પદ ૨ જુ.

વાસ નહી જ્યાં વઇશ્નવ કેરો, ત્યાં નવ વસીયે વાસડીયાં.
શ્વાસોશ્વાસ હરી સમરણ ના કરે, તે શ્વાસ ધમણ કેરાં શ્વાસ[illegible]
જીભલડી જપમાળા ના જપેતો, તે જીભલડીને ખાસડીયા.
જીવન જન્મ તેના નહી લેખામાં, જેના કહેવામાં હરી દાનડીયાં,
મોહનજીની માયા તજીને અવર માયા જેમ દાસડીયા
ભણે નરસઇયો ભારે ગારી, તેણે માવલડી દસ માસડીયાં. વા.

## પદ ૧ લું રાગ કાફી.

આતી છબી સારી શ્રી રણછોડ છોગાળા.
મુખપર વારીરે બનકે કાનડ કાળા.
પીળાં પીતાંબર ને જરકશી જામા એઢી ઉપરણી અમુલ્ય;
લટકે ને પટકે મન મારૂ અટકે, નહિ થાય સમતુલ્ય.
ભવ દુઃખ ભજનરે ભકતના પ્રતીપાળા આતી.
કેડે કંદોરો ઝરકડાં સાંકળા, પોંચીને બાજુબંધ;
હઇએ તે હાર હીરાના સોહીએ. મણી સાંકળી ગળુબંધ;
તે પર અપોરે, મુગતાફળ માળા આતી.
મુગટ પાઘ અલકી તોરો, કુંડળ ઝળકે કાન;
ભાલ તીલક હરીને કેસર કેરાં, શોભે છે ભીને વાન.
આદે અનાદેરે રાજ ઘણા રૂપાળા. આતી.
નખ શીખ સુધી નંગ જડીત સોભીના શણગાર;
એવા પ્રભુજી મારા હૃદીયામાં રેજો દયા કરી આવાર;
દેવતાને દુલભરે નયણા ભરી ભરી ન્યાળી આતી.
એવા પ્રભુજી તમને અરજ કરૂછું વળી પધારજો પ્રીતે;
પ્રીતમના સ્વામી દરશન દેજો દરશન નીત નીતે;
પરસન થઇનેરે ઠાકોર ડાકોરવાળા આતી.

## પદ ૨ જુ.

આ ઘર હરી કથા નહિ કીરતન સંત નહી મીજમાની;

તા ઘર જમકે ઢેરા દીયા સાંજ પડે સમશાન જાઘર. ટેક
મેરી મેરી કરતો મર ગયો મુરખો, બીરથો નહી માન.
સંત પુરૂષની સેવા ન કીધી કીસબીધ હોય કલ્યાણ. જા.
હાલ્યા ફુલ્યા ક્યા ફીરતહે, ક્યા દેખલાવત અંગા,
પલક એકમાં ફીર હો જાયગા, જેસા રંગ પતંગા જાય;
ગ્યાન ગરીબીને પ્રેમ ભક્તી જતાં સત્ય નામ સુધતાની;
વેદ વખરાવે સુરૂગમ જાને ત્યારે ઘર કોટી કલ્યાણા
દર દુર્ગંધામાં કઇ રત્ના ભાઇ ક્યાં ખુદા ક્યાં જુવાના,
કહેત કબીરા સુનો ભાઇ સાધુ છોડ દીઓ અભીમાના.

## કબારામ.

તમે ગોવીંદ ગરીબની વારરે. મારી કરણી ના જોશો. ટેક
લક્ષ્મીવર રાખજો લાજરે, મારી કરણી ના જોશો;
લખરે ચોરાશીના ફેરામાંરે, હું ભટક્યો વારંવાર;
અતી ઘણો ભોગવી આપદારે, હવે હરજીકું પામ્યો છું દ્વાર. મા.
હાલુ દારાના દોરથી, કોઇ વીવીધ બધાણા બંધ:
સવમનીર સ્વામીએ, મુને કાંઇ પીધ ક્રીધ દીધા દંડ.
જો તે દીન પાછા આવશેરે, તોતો થાશે બીરૂદ ખંડરે.
અશરણ શરણ જે કાવીઆ તે ગાંજ્યા કોઇના ના જાય,
વેદ વદે એમ નીશ્ચારે, તેતે નીશ્ચે નીરભય થાય
વ્યાસ વચનથી સાંભળ્યા તમે, અનાદી નામના નાથ
ચરણ શરણ હું આવીયોરે, હવે હરજી હેને ઝાલો હાથ,
દોષ દહન કરો દાસનારે, કરમ કરોરે બક્ષીસ
કરૂણા કરી મુને કહાડીયેરે, મોહજાળ થકા જુગદીશરે.
વીમળ કરો મારી વાસનારે, જયમ વીશ્ણુ વસે વીશ્વાસ,
આશ્રીત રહીને ઉપારીયેરે, દીનમણી દાસને દાસરે,
અન્ય ઉપાસી ઉંડે રખેરે એમ સાચવજો શ્રી રામ.

## રૂગનાથદાસ પદ ૧ લું.

રંગીલો રંગીલો રણછોડરાય રંગીલોરે,
મોર મુગટ પીતાંબર સોહીએ, સુંદર છેલ છબીલો;
દ્વારકાથી ડાકોર આવ્યા, ચલાવવાને ચીરો. રણ૦ ૧
મોટા મોટા મુનીજનને, વનમા વરગો રંગીલો રણ૦ ૨
કોઇ કરમનો પાર ન પામે, મુનીવર મુનીવર ભીનો. રણ૦ ૩
રૂઘનાથના સ્વામી શામળીયા, કદી ન મેલુ વીલો. રણ૦ ૪

## પદ ૨ જું.

હું વારી હું વારી મુગટધર હું વારીરે,
મોર મુગટ પીતાંબર સોહ્યા, કુંડળ છબી ન્યારી, ટેક
કહુંએ તે હાર બાજુબંધ લટકે, કરકસી જામે સારીરે. મુ૦ ૧
કટી મેખળા કાંકણ માળા, મુગટ મંગળકારી મુ૦ ૨
રૂઘનાથના સ્વામીનો, જે આવે તેને દે તાળી. મુ૦ ૩

### પદ ૩ જું.

એ આપો એ આપો પ્રભુજી મને એ આપોરે,
સદાય વલ્લભવરતની સેવા, દાસનો દાસ કરી થાપોરે. પ્ર૦ ૧
સંસારમાં એ જાણ છે જુઠી, કરપા કરીને કાપો. પ્ર૦ ૨
વાસ વંદ્રાવન ડાકોરમાંહી, દ્વારકાંની છાપો. પ્ર૦ ૩
રેવનાથના સ્વામી સામળીયા, તમ સાથે છે દાપોરે. પ્ર૦ ૪

### પદ ૪ થું.

વરઘોડો વરઘોડો વાલમનો વરઘોડોરે:
ચાલોને જોવા જઇએ, વાલમનો વરઘોડોરે.
હાથીને સાથી સૌ શણગારયા, વચે કલંકી ઘોડો. વાલમ૦
મોટા મોટા સંઘવી થઇને, દરશન કરવા દોડો. વાલમ૦
લક્ષમીજીને મંદીર પધારયા, સુખ સજ્યામાં પોઢો. વાલમ૦
આઠે દહાડે શુક્રવારે, રાસ રૂઘનાથે જોડયો. વાલમ૦

### દયારામ પદ ૧ લું.

નંદનો નંદન છબીલો છોગાળોરે;
સખી એની અણીયાળી આંખ કાળજું કોરરે;
મારૂં મન મોહયું છે અલબેલે,
બલીહારી ખમાજી ખમાજી ચીત મારૂં ચોરયું છે. બલીહારી૦ ૧
નટવર નાગર સલુણો સામળીયોરે,
સખી એનું હસવું છે મંદ બુલમી જોરરે;
મારૂં મન મોહયું છે અલબેલેરે. બલીહારી૦ ૨
મનજપની વહાલો નથી આજે જનરે,
સખી એનું વજર થકી કાળજું કઠોરરે;
મારૂં મન મોહયું છે અલબેલેરે. બલીહારી૦ ૩
સખી એમને આવડા રૂપાળા કોને કીધા હશેરે,
નેણ મારાં એમનાં મુખ ચંદ્ર ચકોરરે;
મારૂં મન મોહયું છે એ અલબેલેરે. બલીહારી૦ ૪
દયાનો પ્રીતમ અખંડ આવે છે મારે કાળજે ચડયો,
સખી એનો ચતુરાના ચીતડાનો ચોરરે;
મારૂં મન મોહયું છે એ અલબેલેરે. બલીહારી૦ ૫

### ભોજાભગતના ચાબખા, ચાબખો ૧ લો.

પ્રાણીઆ ભજી લેને કીરતાર, આતો સ્વપ્નું છે સંસાર. ટેક.
ધન દોલતને માલ ખજાનો, પુત્ર અને પરીવાર;
તેતો તજી તમે જાશો એકલા, ખાશો જમના મારરે. પ્રા૦ ૧
ઉંચા મેડીને અજબ ઝરૂખા, ગોખ તણો નહી પાર;
છત્રપતીતો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યાં રહયાં છે બારરે. પ્રા૦ ૨
ઉપર ફુલડાં ફરફરેને, હેઠળ શ્રીફળ ચાર;
ઠીક કરી એને હાંડીમાં ઘાલ્યો, ખુબ પડે પોકારરે. પ્રા૦ ૩

સેજ તળાઇ વીના સુતો નહીને, કરતો હુબરે હજારે;
બેરી બેરીને બાળશે જેમ, લોહુ બાળે લુહારરે. પ્રા૦ ૪
સ્મશાન જઇને ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર;
અગ્ની મુકીને અળગા રહે, પછી અંગે ઝરે અંગારરે. પ્રા૦ ૫
સ્નાન કરવા સઉ ચાલીયા, વળી નર સઘળાને નાર;
ભોજેભગત કહે દશ દહાડા રોઇને, વળતી મુકયા વીસારરે. પ્રા૦ ૬

## ચાબખો ૨

જીવને શ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ;
બાપ કહે છે બેટો અમારો, માતા મંગળ ગાઇ;
બેની કહે છે બંધવ અમારો, ભીડ પડે ત્યારે બાઇરે. જી૦ ૧
હાપ્યુંને ગુપ્યું આપણું ને કઢવા વેળા થઇ;
અડશોમાં તમે અભડાશો, એમ લોક કરે ચતુરાઇરે. જી૦ ૨
ઘરની નારી ઘડી ન મુકે, અંતે બાળગી રહી;
ભોજો ભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઇરે. જી૦ ૩

## ચાબખો ૩

દેશી સંત તણી લાવી, ભેળાં ફરે બાવોને બાવી ટેક.
મોટાં કપાળે ટીલાં કરે, ને વળી ટોપી પટકાવી;
કંઠીને ખલતો માળા ગળામાં, કાને મુદ્રા લટકાવીરે. દે૦ ૧
સંત સેવામાં સુખ ઘણુંને, કરે સેવા મનભાવી;
તન મન ધન સોંપે એ સંતને, પ્રિતીઓ લગાવીરે. દે૦ ૨
એવું જ્ઞાન દીએ, બહુ હેતે બોલાવી;
ભોજો ભગત કહે રાખ્યા ચાહમાં, બેખે ભરમાવી. દે૦ ૩

## ચાબખો ૪

ભેખતો ભારે થકી ભુંડારે, મેલાં અંતરમાં ઊંડાં. ટેક.
ટકો પઇસો ટેલ માગ ગામ માગે, વળી ખેતર ખેતર ફુંડા;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકના ઘુંડારે. ભે૦ ૧
ત્રાંગીયા સારૂ ત્રાગુ કરેને, વળી કામ કરે તે ભુંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મુલકમાં મુંડારે. ભે૦ ૨
ગામ બધાની ચાકરી કરેને, ઘેર રાખે અગન કુંડાં;
ભોજો ભગત કહે કરમની કોટી, પાપ તણાં ઝુંડારે. ભે૦ ૩

## ચાબખો ૫

જોઇલો જગતના બાવારે, ધરયો ભેખ ધુતીને ખાવા. ટેક.
જયાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નીત નીત નહાવા;
રાંડીછાંડી નારનો નર ઘેર ન હોય, ત્યારે બાવોજી બેસે ગાવારે. જો૦ ૧
લોકનાં છોકરાંને તેડી રમાડે, વળી પરાણે પ્રીત થાવા;
ગ્રહસ્થની સ્ત્રી રીસાઇ જાય ત્યારે; બાવોજી જાય મનાવારે. જો૦ ૨
ધુપ કરેને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજે ભગત કહે બાવે શું સેવે એને, જમપુરીએ જાવારે. જો૦ ૩

### ચાબખો ૬

ભરમાવી દુનીયાં ભોળીરે, બાવો આવ્યો બનુતી ચોળી. ટેક
દોરી ધાગાને વળી ચીઠી કરીને, આપે ગુણકારી ગોળી,
જીવને હણતાં દયા ન આણે જેમ બીજા ફકર કોળી. ભ. ૧
નીત નીત દરશન નીમ ધરાવે ઘેર આવે ત્રીયા ટોળી,
માઇ માઇ કરીને બાનો બોલાવે, હઇએ ફાગનાની હોળી. ભ. ૨
અધળા શીસ્યને ભોળા કરી, ખાઇ ખીર ખાંડને પોળી,
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે નાખ્યા બોળીરે. ભ. ૩

### ચાબખો ૭

મુરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પાણો. ટેક.
ખાઇ ખુનીને ધન ભેળુ કીધું, કોટી ધ્વજ કહેવાણો,
પુન્યને નામે પાઇ ન વાપરયો, અધવચથી લુટાણોરે મુ૦ ૧
ભરયા કોઠાર તારા ધરયા રહેશે, નહી આવે સાથે દાણો,
મશાણની રાખમાં રોળાઇ ગયા કંઇક, કોણ રંકને રાણોરે. મુ૦ ૨
મંદીર માળીયાં મેલી કરીને, નીચે જમ ઠેકાણો,
ભોજો ભગત કહે મુવા પુઠે, જીવ ઘણો પસ્તાણોરે. મુ૦ ૩

### ચાબખો ૮

મુરખો મોદી રહયો મારૂંરે, તેમાં કાંઇએ નથી તારૂં, ટેક.
સાત સાયર જેની ચોકી કરતાં, ફરતું નીર ખારૂં
ચઉદ ચોકડીનુ રાજ ચાલ્યું ગયુ રાવણાદીક વાળુરે. મુ૦ ૧
દુખને તો કોઇ દેખે નહી, ને સુખ લાગે સારૂં,
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારૂંરે, મુ૦ ૨
હરી ભજનમાં હેતજ રાખો, સમરણ કરો સારૂ.
ભોજો ભગત કહે રાખે રૂદેમાં, પ્રભુનું ભજન પ્યારૂંરે. મુ૦ ૩

### ચાબખો ૯

ભજની શીશ તણું સાટુંરે, આગળ વસમી છે વાટુ,
એક દીવસ તો આવી બની, રાજા મોરધ્વજને માથે,
કાશીએ જઇ કરવત મુકાવ્યું હરીજનને હાથેરે. ભ૦ ૧
સતને કાજે ત્રણે વેચાયાં રોહીદાસને રાણી,
રૂપાને વાસ્તે રાજા વેચાયા ભરવાને પાણીરે. ભ૦ ૨
પેહરો પટોળાં પ્રેમનાંરે, તમે શુરવીર થઇ ચાલો,
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે અગારાપર મહાલોરે. ભ૦ ૩

### ચાબખો ૧૦

દુનીયાં દીવાની કહેવાશેરે, ભુંડી ભાંતોમાં ભટકાશે. ટેક.
પાપ એનું જ્યારે પ્રગટ થાશે ત્યારે જીવાજતા ઘેર જાશે,
ધુણી ધુણી એની ડોકજ દુખશે, ને લેનારો ખાઇ ખાશેરે. દુ, ૧
સ્વર્ગમાં નથી સુખડીને, નથી ખાંડણીઓને બંધી,
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંદીરે. દુ૦ ૨

ઢોંગ કરીને ધુતવા આવે ત્યારે, હાથ જતાના સહુ જાણી,
ક્યારે આનાં કરમનું પાનું ફરશે, અને ક્યારે ધુતવા જાશે. ડુ૦ ૩
ડોશીઆગર કોઇ આવી મળે, ત્યારે મનને વાતે ઘાલે,
ભોજો ભગત કહે ભરમણામાં ભગતાં, ગાંઠની મુડી ગમારોરે. ડુ૦ ૪

## ચાબખો ૧૧

મન ચડયું પોપટને માળેરે, પ્રભુ એની વેળા કેમ વાળે.
મહાજન કહે અમે ધરમી કહેવાઇએ, દુધ પાઇ મીંદડાને પાળે,
મોટું થાય ત્યારે મોકળુંરે મુકે, પછી ઉંદરનો ડાટ વાળેરે. મન ૧
ચાર પાંચ બેસે આંગણે દુજે, છોકરાનાં પેટડાં બાળે,
આડોશી પાડોશી છાશ લેવા આવે ત્યારે, વાલા સગાનો શોક
પાળેરે. મન૦ ૨
ખોટી દાનતથી ખાવા મળે નહી દીકરીનું ઘરેણું ગાળે,
સાસરે જાય સાસુ પુછે ત્યારે, એના માવતરનું મે વાળેરે. મન૦ ૩
સોનું સોંઘે રૂપુંરે સોંઘે. કથીરને શું ગાળે,
ભોજો ભગત કહે કાંસાકુટને, પીતળ શું ઉજાળેરે. મન૦ ૪

## ચાબખો ૧૨

મુરખે નાર કુભારજા આણી, એનું ઘર કરયું ધુળધાણી. ટેક
પાંચ માણાની લાપશી ભરડી, માણાની પુંજી ધાણી,
ઘીના ગોળીઆ ઢોળી નાંખ્યા, દુધમાં રેડયું પાણી. મુ૦ ૧
વાર પરવે વઢવાડ કરેને, કલહ કરે જાણી જાણી,
છોકરાને માથે છણકા કરેને, ચુટીઓ લે તાણી તાણીરે. મુ૦ ૨
ટાઢું શીળું કંથ આગળ નાંખે, મરે જ્યારે ભુત તાણી,
સાંજ પડે ઘેર ભટકીને આવે, ઉપર જાતાં રીસાણીરે મુ૦ ૩
પટીયાં પાડી આંખ આંજીને આથડે, સાસરે પીયર ન સમાણી,
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, ઉતારે નાર શીદ આણીરે. મુ૦ ૪

## ચાબખો ૧૩

એવું દુખ જગતમાં બાળીરે પરણીનાર પીયરમાં વાળી.
કડલાં કરાવું કાંબીને વળગે, વીંછીયા લેવરાવે મોં વાળી;
ચણીઓ સીવડાવું ત્યાં સાડલો માગે, કાપડું કરાવે કસ્યાળીરે. એ૦
ધારયું ન થાય તો કરે ધીંગાણું, છાજીયાં લેતી ચાલી,
તપ કરયા વીના તરોયા નરનું, તનકું નાંખે પ્રજાળીરે. એ૦ ૨
બે ચાર બાળકોને બે ચાર બાળકી, પેટડાં નાંખે બાળી;
ખાતું ખાવું કરતાં ખસવા દે નહી, જાતાં રાખે ઝાલીરે. એ૦ ૩
એક કહે મને ગરીઓ અપાવો, એક કહે ઝારી;
ભુતડાંની પેઠે વળગે ભેગાં થઇને, ખરચ કરાવે ખાલીરે. એ૦ ૪
ચેતે નહી તો સુખ ન પામે, પડે પેટમાં નાંખવી પાળી;
ભોજોભગત કહે હરીભજવા ન દે તેને, ઘડમાં રાખે કાળુ ઘાલીરે. એ૦ ૫

## આખ્યો ૧૪ મો.

આ સંસાર છે ખારોરે, પ્રભુ તમે પાર ઊતારો.
ભમણા મ‍ી સુવ્યો ભમે છે, ફુપદ કરીને હારયો,
મથુરા નગર મહારાજીએ જઇ મામાને મારયોરે. આ સં. ૧
અમરીખ કારણ અવતરીને ત્રીલોચન તારયો
અહલ્યાની શીલા થઇ, તેનો શ્રાપ નીવારયોરે. આ સં. ૨
ભવસાગર ભરપુર ભરયો છે તે નીરમે ખારો,
ભોજો ભગત કહે ગુરુ પ્રતાપે, ઉતરશો આરોરે આ સં. ૩

## નરસીંહ મહેતાની હુંડી.

### લાવણીમાં.

નરશી મેહેતા ભગત હરીના જુનાગઢના રહેવાશી
હુંડી કરાવવા આવ્યાગામમાં, ચાર જણા તીરથવાસી ટેક.
આવી ગામમાં, પુછવા લાગ્યા મોટામોટા સેઠ શાહુકારને.
સાતસે રૂપૈઆની હુંડી દ્વારીકાની આપો અમને,
સરવ મળી મનસુબો કીધો, મોકલ્યા મહેતા નરશી કને,
તે તમારી હુંડી સ્વીકારે, લાગ્યા મશ્કરી કરવાને.

### ઝુલ. ૧

નરશીમહેતાને ઘેર આવી, બેસારયા છે આસન આપી.
મહેતા વાત પુછેછે પહેલી ક્યાંથી આવ્યા ક્યાં જાવછો ચાલી,
અમે નીકળ્ય તીરથ કરતા દ્વારિકાથી જાશું કાશી. હુંડીકરાવવા. ૨

### લાવણી.

હળવે રહીને કહે પરદેશી, મહેતા વાત મારી સાંભળો,
ઘેર તમ. રે રૂપઇયા ભરીએ, તેની હુંડી કરી આલો,
સાતશેં એક સુરતી સીક્કાના થેલી લઇ ઘરમાં મુકો,
કાગળ કટકો લખી આલો તેપર હુંડી કરી આપો.

### ઝુલ ૨

મહેતા થઇને પત્ર લખે છે, સુરજીની માંહી સાખ કરે છે;
શામળશાનું નામ ધરે છે, આપશોતો મારી લજ્યા રહેશે.
કાગળનો કટકો લખી આલ્યો, ત્યાંથી ચાલ્યા પરદેશી. હુંડી કરા. ૪

### લાવણી.

પરદેશીને પંથ વળાવી, મહેતા વાત પુછે સહુને;
આ ધનને આપણે શું કરીએ, ખવરાવી દો સંત સાધુને.
ઘી ખાંડ ને લોટ સંગાવ્યો, લાગ્યા રસોઇ કરવાને;
ભાવતાં ભોજન આપે બનાવ્યાં, થાળ ધરાવ્યો ભગવાનને.

### ઝુલ ૩

સોએક સાધુ થયા એકઠા કંઠી દીધાં છે લાવતાં એઠાં;
બેઠા હતા તેવા સઉ એકઠા, નાકી બોધ મંદીરમાં પેઠા.

ચે જોડીને અરજ કરૂં મારી સુણજો રામજી અવીનાશી

**લાવણી.** હુંડી કરાવવા. ૬

હવે વાત કહું પરદેશીની થઈ નીકળ્યા હુંડીકાની માંહી;
મોટા મોટા શાહુકારોને પુછે શામળશાની પેઢી ક્યાંહી;
આતો નગરમાં નથી શામળશા વેશ થયા કે અકળ ગઇ;
તેમ તેમ મોટી ફાળ પડે પેટમાં રૂપૈયા ગળશે કે નહી. ૭

**ઝુલણ ૪**

ખોળાખોળી કરે નગરમાં નથી આવતું કોઇ નજરમાં,
ઠગ મળ્યો એક જુનાગઢમાં ખોટી ચીઠી લખી આપી હાથમાં;
હાથ કપાળે દઇને બેઠા, ચારે જણા થયા ઉદાસી. હુંડીકરાવવા. ૮

**લાવણી**

નરસી મહેતાનું વચન રાખવા શામળશા રૂપીઆ લાવ્યા;
સામસામી થયા એકઠા પરદેશી ક્યાંથી આવ્યા,
અમે નીકળ્યા તીરથ કરવા જુનાગઢ રૂપીઆ ભરી આવ્યા;
ખોટી ચીઠી લખી આપી હાથમાં શામળશાને બતલાવ્યા. ૯

**ઝુલણ ૫**

અમે છીએ નરશી મહેતાના લ્યો રૂપીઆ સુરતી શાહના,
નથી મેલા છે કોરા કડકડતા તમારા રૂપીઆ ખરી મહેનતના;
સાતસે રૂપીઆ ગણી આપ્યા, ચાર જણા થયા ખુશી. હુંડી૦ ૧૦

**લાવણી.**

શામળશા જેગોપાળ કરે છે રૂપીઆ તમારા સંભાળીને;
હુંડી પુરીને પામ્યા રૂપીઆ મેહેતાજીને જઇ કહેજો,
[illegible]આરામ સતગુરૂને શરણે સાચા ગુરૂને સમરજો.

**ઝુલણ ૬**

[illegible]ગત આધીન રહે ભગવાન જેવા મળ્યા નરસી મહેતાને;
[illegible]આરામ તમારે શરણે હાથ જોડકર કહેતાહે.

[illegible] જોડકર કરૂં વીનતી કાશી ગામકા રહેવાશી;
[illegible] કરાવવા આવ્યા ગામમાં ચાર જણા તીરથવાસી.

**થાળ વખતે ગાવાનું પદ ૧ લું.**

મારે ઘેર આવજો માવા, મારે તો દેખરૂં ખાવા;
બાજરીનાં બે ઢેબરાં કીધાં, તળીયાં ઝાઝા તેલ;
કકડા પાપડ કોચલી ઉપર, દહીનું દાખું મેલ. મારે૦ ૧

જશોદાના માવા, આવોને વાંસલડી વાવા;
ઉનો ઉનો મુંખ માહું તે બોળસે બોળસે ખાશો. મારે૦ ૨

[illegible] મંદીરમાં લીંબડી આવીને ચારી ઝુમતડે;

નનું શાક જોઈએ તો, એ પેસે વેલે. મ.રે૦ ૩
બાજરીનાં બે ઢેબરાં ફોઘાંને, ઘીએ મેલ્યાં ચઢી,
રામ કૃષ્ણ પ્રભુ રંકનેરે, સાચી છે સગાઇ. મ.રે૦ ૪

## આરતી ૨ જી

આરતી જુગલ કીશોરકી કીજે, તન મન ધનનો છાવર કીજે,
ગૌરશામ મુખ નીરખત ધીજે, હરીકો સ્વરૂપ નેતભર લીજે.
રવીસસી કોટ બદનકીરે શોભા, વા દેખત મેરો મન ગયો લોભા,
ફુલનકો પાઘ ફુલનકીરે માળા, ફુલન સીગાર બન્યો નંદલાલા,
નંદ ચંદ પ્રભુ ભાન કીશોરી, પ્રેમાનંદ પ્રભુ અવીચળ જોરી,

## આરતી ૩ જી.

બિરાજત ચારૂ ભાઇ શ્રી આગણુયામે બિરાજત ચારૂ ભાઇ ટેક
સીતારામ લક્ષ્મણ ભરત શતરૂઘન, શોભા બરનન જાઇ શ્રી. ૧
ચાર રતનકો ખેલ રચ્યોહે, ફુલન ગેદ બનાઇ;
તીન લોકકી સકલ સંપદા, અવધપુરીમે ચલી આઇ. શ્રી૦ ૨
હેરત હેરત મુની જનહે, આશ્રમ બેઠે ધ્યાન ધ્યાઇ;
શીશ મુગટ કર ધનુષ બીરાજે, દશરથ સુત રઘુરાઇ. શ્રી૦ ૩
કલ્પ રત્ન સિંહાસન, જ્યાં બેઠે રઘુરાઇ;
માતા કૌશલ્યા કરત આરતી, આનંદ ઉર ન સમાઇ. શ્રી૦ ૪
સરજુકી તીરે અયોધ્યા નગરી, અપને હાથ બનાઇ;
તુલસીદાસ ધનધન કોશલપુર, ભાગ્ય બડો જીને પાઇ. શ્રી૦ ૫

## આરતી ૪ થી.

કાનન મંગળ ગાવે, જસોદા મઇયા કાનન મંગળ ગાવે;
પુરણ બ્રહ્મ અખંડ અવીનાશી, સો જાકી ધેન ચરાવે. જ૦ ૧
કોટી કોટી બ્રહ્માંડમેં કરતા, જપ તપ ધ્યાન મેં આવે;
ન જાણું એ કોણ પુન્યસે, યસોદામતી ગોદ ખેલાવે. જ૦ ૨
શીવ સનકાદીક ઓર બ્રહ્માદીક, નીગમ નેતી નેતી ગાવે;
શેષ સહસ્ત્ર મુખ રટત નીરંતર, શોભાકો પા ન પાવે. જ૦ ૩
સુંદર બદન કમળ દળ લોચન, ગઉધનકે સંગ આવે;
માત જશોદા કરત આરતી, કબીરાજી દરશન પાવે. જ૦ ૪

✻✻✻✻✻✻✻✻✻✻✻
✻ સમાપ્ત. ✻
✻✻✻✻✻✻✻✻✻✻✻

# સર્વ તત્વનો સાર.

# રામ.

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ

રામ રામ

રામ

રામ

રામ રામ

રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ

રામ રામ

રામ